ઉપચારની રીતથી ફાયદો થયો નથી ત્યાં નવી રીતથી ઉપચાર કરવાથી ઘણો ફાયદો થયો છે તે બાબતના કેટલાક દાખલાઓ હું હવે રજુ કરીશ.

## કુતરાના કરડવાથી થયેલ મોટા જખમ.

ઇ. નો રહીશ એ. એન. ને એક બહુજ વિકરાળ કુતરો કરડયો હતો. તેના બે જખમ થયા હતા. તે પૈકી એક જખમ તો એવડો મોટો હતો કે કુતરો પોતાના દાંતથી આવડો મોટો જખમ કરે એ માની શકાતું પણ નહતું. તે જખમ ૧$\frac{3}{4}$ ઇંચ લાંબો, $\frac{3}{4}$ ઇંચ પહોળો અને $\frac{3}{4}$ ઇંચ ઉંડો હતો અને અંદરનો માંસનો ભાગ કુતરે કરડી ખાધો હતો, એટલે ફક્ત તેટલાજ માપના બીજા સાધારણ જખમ કરતાં વધારે ભયંકર આ જખમ હતો. કુતરાના જખમો વધારે જોખમકારક હોય છે તેથી દરદીના દોસ્તો વધારે ચિંતામાં હતા. મેં તે જખમને ઠંડા પાણીથી શાંત કર્યો અને તેના ઉપર ભીનાશવાળી માટી મૂકી તે ઉપર ભીંના કપડાનો પાટો બાંધી દીધો. આ પ્રમાણે દરરોજ સવારે નવો પાટો બાંધવામાં આવતો અને મારા શિવાજ મુજબ દરદીને કુદરતી જીવન ગાળવાની ફરજ રાખી હતી. આ પ્રમાણે કરવાથી દરદીને કશું દુઃખ તો પહેલાંથીજ થતું નહતું અને તેને હાલવા ચાલવામાં કશી હરકત આવી નહિ. બીજો નાનો જખમ તો બીજેજ દિવસે સારો થયો અને આ મોટો જખમ પણ દરદીને કશી મુસ્કેલી આપતો નહોતો. ત્રણ અઠવાડીએ તે જખમ તદ્દન સારો થઈ ગયો હતો. જ્યારે જ્યારે માટી ઉપાડવામાં આવતી ત્યારે ત્યારે તે જખમમાંથી ખરાબ પ્રવાહી પદાર્થ પુષ્કળ નીકળતો હતો. માટીમાં શરીરમાંથી તથા જખમમાંથી બગડેલો ભાગ કાઢી નાખવાનો ખાસ ગુણ રહેલો છે, એટલે તેથી કરીને માટી જીવડાંના કે સર્પના કે હડકાયા કુતરાના ડંખમાં ઘણી ઉપયોગી છે તેમજ બીજા રસી કે તેવાં લોહીના ઝેરી બનવાનાં દરદોમાં પણ ઉપયોગી છે.

માદક પદાર્થ ( આલ્કોહોલ ) તથા તમાકુનો ઉપયોગ જખમ થયા હોય ત્યારે વધારે નુકસાન કર્તા છે.

આપણે જોઇએ છીએ કે કુદરતમાં જે પ્રાણીઓ માંસાહારી છે તેઓ લોહીનાં ભુખ્યાં જણાય છે. પરંતુ માંસાહારી જાનવરો તો જ્યારે ભુખ્યાં હોય છે ત્યારેજ તેઓમાં આ લાગણી પ્રબળ થાય છે પરંતુ માણસ જે માંસાહારી હોય છે તેનામાં તો આ નુકસાનકારક જુસ્સો ચાલુ જોવામાં આવે છે. માંસાહાર માણસ માટે કુદરતી નહોતાં તેનાથી અકુદરતી લાગણીઓ ઉત્પન્ન થાય એ દેખીતું છે. આલ્કોહોલ ખાસ કરીને માણસમાં મોટો રાક્ષસ છે. તે નાના અને મોટા માણસોને રાક્ષસ બનાવે છે. માત્ર ખોરાક માટે નહિ પણ વગર કારણે પણ તેને લઇને બાજાને મારી નાખવા માણસ તત્પર થાય છે.

આ જુસ્સાને બરાબર રીતે ફાવત મળવા તથા તેનો વ્યય થવા માટે લડાઇનો હુન્નર શોધી કાઢવામાં આવ્યો છે. સુધરેલી રીતે મારી નાંખવાની ઇચ્છાને માણસ લડાઇમાં તૃપ્ત કરે છે. લોહીની નદીઓ વહે છે અને જીતની જીવલેણ ખુશાલીમાં મરતાં માણસોની રાડો તથા મા, બાપ, બૈરીઓના નિશ્વાસ સાંભળવામાં આવે છે. કુદરત વિરૂદ્ધના જીવનને પરિણામે માણસને "યુદ્ધ–લડાઇ"ની સ્થિતિએ પહોચવું પડયું છે. જીસસે કહ્યું છે કે "તારી તલવારને તું તેની જગાએ મેલ, કારણ જે તલવાર લેશે તે તલવાર સાથેજ મરણ પામશે. મેથ્યુ. ૨૬–૫૨" જ્યારે શાંતિકારક રાજ્યવ્યવસ્થા નિષ્ફળ નીવડે અને જ્યારે માણસો પોતાની મારવાની ઇચ્છા તૃપ્ત કરવા લડાઇ જગાડે તે વખત ભીની માટીના પાટા વિષે ધ્યાન ખેંચવાની

ખાસ જરૂર છે. જખમી થયેલો યોદ્ધા–સીપાઈ માટી તો પોતાની નજીક મેળવી શકે તેમ છે. તે માટીને પોતાના થુંકથી ભીંજવી લેવી. જો પાટો કરી શકે નહિ તો પણ જખમમાં તેણે માટી ભરી દેવી. ગોળી તે હાથેથી કાઢી શકે નહિ તો તેને શરીરમાંજ શાંત રહેવા દેવી. ગોળીને કાપીને બહાર કાઢવી એ નુકશાન કર્તા છે અને તેમાં જોખમ છે. જ્યારે જખમમાં માટી ભરવામાં આવે અથવા માટી લગાવવામાં આવે ત્યારે તેનું દરદ શાંત પડશે અને સારૂ થવા તથા જખમ રૂઝાવાની ક્રિયા શરૂ થશે. જો ભીની માટીનો પાટો બાંધવામાં આવ્યો હોય તો હોસ્પીટલોમાં જખમમાંથી થતી બીજી નુકસાની થશે નહિ અને ઘણાં ઓપરેશન કે વાઢકાપની જરૂર પડશે નહિ અને લડાઈ પછી પણ હાથ કે પગ વગરનાં માણસો જોવામાં આવે છે તે પણ ઘણાં જોવામાં આવશે નહિ.

બી. નો રહીશ એ. ઘણીજ સખ્ત ટંડી અને જ્ઞાનતંતુની ઘણીજ જુના વખતની નબળાઇના દરદ માટે મારી કુદરતી સારવારમાં લગભગ નવ માસ સુધી રહ્યો હતો. બીજા બધા ઉપચારો નિષ્ફળ ગયા પછી તે મારી પાસે આવ્યો હતો. વૈદકીય ઉપચારની જુની રીત પ્રમાણે તેને જરા શાંતિ થઈ અને કંઇ સુધારો થયો હતો. તેને નાનપણમાં છોકરાંઓનાં દરદો–શીળી, ઉધરસ, અછબડા, રતવા વગેરે થયાંજ નહોતાં અને મોટપણમાં પણ કાંઇ ખાસ દરદ કે શરદી થઈજ નહોતી. આ સારી તંદુરસ્તીની નિશાની છે એમ તે સમજતો હતો, પણ ખરી રીતે તો તેનામાં જીવનતત્વ ઘણું ઓછું હોવાથી વિજાતીય દ્રવ્યો–જુદાં જુદાં દરદો તથા શરદી મારફતે તેના શરીરમાંથી બહાર નીકળી ગયાં નહતાં અને તેથીજ તે સખ્ત જ્ઞાનતંતુની બીમારીનો ભોગ થઈ પડયો હતો. અને તેણે જો કુદરતી સારવાર કરી ન હોત તો યાતો ગાંડો થઇ જાત કે વહેલો મૃત્યુને શરણ થાત. કુદરતી સારવાર શરૂ કરી કે તરતજ એ. ને શરીરમાં વારંવાર મોટાં ગુમડાં થવા લાગ્યાં અને તેમની મારફત તેને શાંતિ મળવા લાગી. પાછળથી ગંભીર દરદો–મરડો અને કૉલેરા જેવાં પણ જણાયાં. આમ થયા પછી એ. ને પોતાની તબીયતમાં સારો ફાયદો જણાયો. પછી તેને સખ્ત (ઇન્ફ્લુએન્ઝા) ચેપી સળેખમ થયું, અને દરદીને બહુ નબળાઇ તથા પીડા થતી જણાઇ, અને હવા અજવાળાવાળા ઝુંપડામાં તેને સુવારવામાં આવ્યો. ટાઢ, વાયુ અને વરસાદના વખતમાં પણ તે ઝુંપડાને ખુલ્લું રાખવામાં આવતું. વળી કેટલીક વખત તે ઝુંપડા બહાર તદન નગ્ન શરીરે અરધા કલાક સુધી ફરતો અને વખતે સ્નાન પણ કરતો; તે કંઇ પણ ખાતો નહિ. આવી રીતે ઝુંપડામાં ઘણી વખત પડી રહેવાથી એ. ને ઘણી રાહત મળતી હતી. વિજાતીય દ્રવ્ય શરીરમાંથી છુટું થવા લાગ્યું હતું, અને મોં તથા નાકમાંથી પુષ્કળ પદાર્થ નીકળતાં અને પરસેવો તરતજ થવા લાગતો. ત્રણ દિવસમાં એ. ને ઇન્ફ્લુઅન્ઝા–રસપુણીનું દરદ મટી ગયું. પછી તેને તંદુરસ્તી તરતજ જણાઇ હતી. તેને બહુ આનંદ થતો અને આવી ખુશાલી તેને પ્રથમ જણાઈ નહતી. હજી પણ તે સારવાર ચલાવે છે અને હવા અજવાળાના ઝુંપડામાં સૂઇ રહે છે. આવી રીતે સાદો અને સસ્તો ઉપાય થાય તે શું ઓછું આનંદમય છે?

આજકાલ તો અકુદરતી સારવારથી કેટલા બધા લોકો રસપુણીના રોગના ભોગ થઇ પડે છે. ઘણાનાં તો પરિણામે મરણ નીપજે છે પણ જે લોકો તે દરદમાં મરી જાય છે તેના કરતાં કુદરત વિરૂદ્ધની તે દરદીની સારવાર કરી (સાજા થયેલા) વધારે દુઃખી હોય છે, અને એકને બદલે બીજા–ક્ષય, ગંભીર શ્વાસ તથા દમ જેવાં વધારે તિક્ષ્ણ દરદના ભોગ થાય છે અને ચાલુ દુઃખ ભોગવે છે.

ખાસ મજબુત અને સશક્ત માણસથીજ હવાનો ઉપર મુજબ ઉપયોગ થઇ શકે એમ ધારવું પણ ભૂલભરેલું છે. હવા હમેશાં મદદ કરે છે અને કોઇને પણ હરકત કરતી નથી. નબળાં શરીરવાળાને પણ હવાથી અને હવા તથા અજવાળાના સ્નાનથી ઘણી મજબુતી મળે છે. પરંતુ દેવતાઓ ઉપરથી ઉતરી આવી આ હકીકત કહે તોપણ ઘણા લોકો તે વાત માનશે નહિ.

જે લોકોને "સમર હાઉસ" અથવા તો હવા અજવાળાનો ઓરડો ખાસ ન હોય તો તેઓએ દરેક જાતની ગંભીર કે સાદી માંદગી વખતે પોતાના સુવાના ઓરડાની તમામ બારીઓ શિયાળા તેમજ ઉનાળામાં ખુલ્લી રાખવી જોઇએ અને ત્યાં પોતાના ખુલ્લા શરીરને હવા અજવાળું પુષ્કળ આપવું જોઇએ. જ્યારે તંદુરસ્ત માણસને પોતાના શરીરને સારૂં રાખવા માટે હવા અજવાળાની જરૂર છે તો પછી અશક્ત માણસોને તેની કેટલી બધી જરૂર હોવી જોઇએ. હવાને માંદગી વખતે નુકસાનકારક સમજવામાં આવે છે તે એક ગંભીર ભૂલ છે અને તે ભૂલ માટે આપણે ઘણું ખમવું પડે છે.

વળી measles ઓરી અને scarlet fever રાતડીયા તાવ જેવાં દરદોમાં છોકરાંઓએ હવામાં જવું જોઇએ નહિ તથા બારીબારણાં પણ અજવાળું આવતું અટકાવવા માટે બંધ કરવાં જોઇએ એવો ભૂલ ભરેલો વિચાર લોકોમાં ચાલતો જોવામાં આવે છે. પણ આવી રીતે કરવાથી ઘણાં છોકરાં હમેશને માટે દુઃખી થાય છે. ( અંધાપો–બહેરાપણું અથવા તો નબળાઈ પરિણામમાં પેદા થાય છે), અને બાળકનું મરણ પ્રમાણ ઘણું વધી જાય છે. આમ થવું પરમેશ્વરની ઇચ્છા વિરૂદ્ધ હોવું જોઈએ.

એક છોકરાને measles ઓરી–અછબડાના દરદમાં ખુલ્લી હવામાં ફરવા દેવામાં આવતું હતું, અને તેના ઓરડાને તદન ખુલ્લો રાખવામાં આવતો હતો જેથી તેનાં સગાંવહાલાં બહુજ ફફડી ઉઠયાં હતાં અને એક દાક્તરે એવું પણ કહેલું કે છ મહીનાની અંદર તે છોકરાને જરૂર નુકસાન થશે; પરંતુ તે છોકરો સદર દરદને ઘણો વખત થઇ ગયો તો પણ હાલ બહુજ આનંદદાયક રીતે મોટો થતો જાય છે, અને કુદરતી જીવનના નિયમ પ્રમાણે તેની સંભાળ રાખવામાં આવે છે. જે ઉપચારોથી પ્રથમ ઘણા લોકોને નુકસાન થયું હોય તેવા ઘણા જુના વખતના ઉપચારો વૈદ્ય દાક્તરો બતાવે તો પણ તેના તરફ દરદીઓ ઘણા માનની નજરથી જુએ છે અને કુદરતી ઉપચારોને તથા ઇશ્વિરે નિર્માણ કરેલા આરોગ્યને લગતા કુદરતી નિયમો પ્રમાણે વર્તન કરે છે તેવાઓને હસી કહાડે છે તે કેવું ભૂલભરેલું છે.

ઉપર બતાવેલા તમામ રીપોર્ટમાં દરદીઓની એક સરખા રીતે સારવાર કરવામાં આવેલી હતી. ફક્ત જગ્યાના દરદ પ્રમાણે માટીના બંધાણમાં ફેરફાર કરવામાં આવતો હતો.

મારે કહેવું જોઇએ કે ઉપરના ઘણા ખરા તમામ દરદોમાં દરદીઓને abdomen ઉદર ઉપર બંધારણ માટીનું કરવામાં આવતું હતું. તેમજ દરદીઓને ઉઘાડે પગે જમીન ઉપર ફરવા દેવાની ખાસ તજવીજ કરવામાં આવતી હતી. ઘણી વખત શરીર અથવા તેનો કોઇ પણ ભાગ યોગ્ય માણસોની મદદથી ચોળવા તથા ચંપી કરવામાં આવતો હતો. આવું ખાસ કરીને કુદરતી સ્નાન પછી કરાવવામાં આવતું હતું. આ બધી સારવાર ઘણીજ ચોકસ રીતે કરવામાં આવતી હતી, છતાં કોઈ માણસને ઘણો જલદીથી આરામ થતો અને કોઇને જરા વિલંબ થતો તેનું કારણ દરેક માણસમાં રહેલી જીવનશક્તિના વધારે ઓછા પ્રમાણ ઉપર છે.

કુદરત તરફનું પુનરાગમન અને કુદરતી સારવાર એક આનંદ અને મજાનું કારણ થવું

જોઇએ. તેનાથી કોઇ પણ જાતની ઇજા થવા સંભવજ નથી. એક માણુસે મને પ્રથમ લખેલું કે "તમારા આરોગ્યમંદિરમાં બીમાર થવું તે પણ આનંદદાયક છે."

જેમ જેમ આપણે કુદરતી જીવન તરફ જતા જઇશું તેમ તેમ આપણને ફાયદો થતો જશે. જો કે દરેક માણુસ એક સરખી ત્વરાથી કુદરતી જીવન ગાળવાની સ્થિતિએ પહોંચશે નહિ. કારણ અંદરના અવયવો જેટલા પ્રમાણુમાં કુદરત વિરૂદ્ધ જીવનથી બગડેલા હશે તેટલા પ્રમાણુમાં વાર લાગશે. આ બાબતમાં દરેક માણુસ પોતેજ પોતાને વિષે સારો વિચાર કરી શકે તેવું છે, તેથી કુદરતીજીવન ગાળવાની બાબતમાં દબાણ થવું જોઇએ નહિ પણ રાજી-ખુશીથી તે તરફ જવા પ્રયાસ કરવો ઉચિત છે.

કોઈ વખતે હવા અજવાળાનું સ્નાન કરવા દરદીને ઘણીજ નાખુશી અને અનેચ્છા થાય તો તે બંધ કરવું જોઇએ, કારણ કુદરતી સારવારમાં કોઈ પણ જાતના દબાણને જગા મળવી જોઇએ નહિ.

મેં દરેક દરદમાં તેની બધી સારવાર વખતો વખતની બનાવવાનો પ્રયાસ કર્યો નથી કારણ દરેક દરદને દરેક વખતે સાદા અને ચોક્કસ કુદરતી ઇલાજો કયા છે તેજ બતાવવાની તજવીજ કરી છે.

Skin diseases ચામડીનાં દરદો, Kidney trouble મૂત્રપિંડનાં દરદો, Liver complaint યકૃત કે લીવરના રોગો, Consumption ક્ષય, સ્ત્રીઓનાં દરદો, Epelepsy અપસ્માર-વાઈ કે ફેફરૂં, Obesity મેદવિકાર, eye and ear trouble આંખ કાનના રોગો, ગળા અને નાકનાં દરદો, bladder trouble મૂત્રાશયના વ્યાધિઓ, sexual diseases સ્ત્રી પુરૂષોના ગુપ્ત રોગો, head trouble માથાના રોગો, sciatica રાંઝણ, Gout નજલો, stomach trouble જઠરના વ્યાધિ, heart disease હૃદ્‌રોગ, paralysis લકવો, spinal disease કરોડરજ્જુની પીડા, influenza રસપુણી, children's diseases બાળકોના રોગો, diphtheria કંઠરોહિણી, measles ઓરી વગેરે દરદોમાં એકદમ ઉપર બતાવ્યા મુજબની સારવાર કરવા મંડી જવું જોઇએ. કોઈ પણ જાતનું દરદ પેદા થાય કે પછી તે કેવી જાતનું દરદ છે તે બદલની તપાસ કરવા તથા કુદરત વિરૂદ્ધના ઉપચારો પછી શરૂ કરવા શા માટે રાહ જોવી જોઇએ? કારણ તે બધી તજવીજ કરવામાં જે વખત જાય તે વખતમાં ઘણી વખત દરદી સાજો પણ થઇ જાય તેમ બનવા જોગ છે.

ઉપર બતાવ્યા મુજબ કુદરતી જીવન ગાળવાથી દરદ થવાનો સંભવજ નથી. છતાં કોઈ વખત કોઈ પણ જાતનાં દરદ થાય તો તે વખત ગભરાવું નહિ અને આગળ કહેવામાં આવ્યું છે તેમ તેની સારવાર કરવા મંડી જવું તો તેથી ગંભીર દરદો પણ ખરેખર જોખમ વગર શાંત થઈ જશે. દરેક વખતે એટલું નજરમાં રાખો અને હવા સ્વચ્છ ખુલ્લી લ્યો, માટીનો પાટો બાંધો, હવા અજવાળાથી સ્નાન કરો, પાણીથી સ્નાન કરો શરીરને ખૂબ ચોળો, ખાવાનું જ્યાં સુધી કડકડી ભુખ લાગે નહિ ત્યાં સુધી બંધ કરો, અને પછી કાચાં ફળો ખાવાનું રાખો, ખુલ્લી હવામાં રહો, ઉઘાડે પગે હરોફરો તથા જમીન સાથે જેમ બને તેમ ઘણો સંબંધ રાખો.

માનસિક તત્વો જે માંદગીને વખતે આરામ લાવવા માટે મદદકર્તા છે તે વિષે હું પાછળથી બોલીશ.

જે લોકોએ આગળની તમામ હકીકત ધ્યાનપૂર્વક લક્ષમાં લીધી હશે તેને દરેક દરદમાં કેવી રીતે કામ લેવું તે સહેજ ધ્યાનમાં આવી જશે અને દરેક દરદ માટે જુદી સૂચનાની

જરૂર રહેશે નહિ. કારણ ખરેખર કુદરતી ઉપચારો તો દરેક કેસમાં સામાન્યજ હોય છે. દાખલા તરીકે—ટાઇફોઇડ ફિવર કે કાળજ્વરમાં પ્રથમ તો તમામ બારીબારણાં ખુલ્લાં રાખો જો કે પછી શિયાળો કે ઉનાળો ગમે તે વખત હોય. પાણીથી સ્નાન કરાવો પછી હવા અજવાળાનું સ્નાન આપો. પછી ગરમી લાવવા તેને ઉતાવળથી ચલાવો અથવા ગરમ ઉનના કામળમાં વીંટાળી દો. હવા અજવાળાનું સ્નાન વારંવાર દરેક ઋતુમાં લેવું જોઇએ. ખુલ્લી હવાની અસર સારી થાય છે. હવા અજવાળાના સ્નાનનો વખત ૧૫ મિનિટથી તે જેટલો વખત વધારે લઇ શકાય તેટલો વખત લેવો. જેમ વધારે વખત લેવાય તેમ સારૂં.

પેટ ઉપર માટીનું બંધાણ બહુજ ફાયદાકારક છે. ભીની માટી અંદરની ગરમી ચુસી લે છે જેથી વિજાતીય દ્રવ્યો ગળી જાય છે. ખોરાકની બાબતમાં આગળ ઘણે વખતે કહેવામાં આવ્યું છે તે પ્રમાણે વર્તન કરવું.

દરદીઓનાં સ્નેહીઓ તેના ઉપર ખાસ મમતા બતાવવા માટે જુદી જુદી જાતની પીવાની ચીજો, ફળો, આલ્કોહોલ વગરના દારૂ વગેરે લાવીને દરદીને ખાવા માટે કહે છે; પરંતુ આ ચીજો એકંદર રીતે સારી નથી અને દરદીએ તેવી ચીજો ખાવાથી દૂર રહેવું જોઇએ; કારણ આવી ચીજોથી જોઇએ તે કરતાં વધારે ખાવા પીવાનું મન થાય છે, એ વાત સારી નથી. ખુલ્લી હવામાં રહેવું પણ ઘણુંજ ઉપયોગી છે. જે ટાઇફોઇડ તાવ માટે ઉપચારો છે તેજ કૉલેરા માટે છે. કૉલેરા અને બીજા બધા નાના તથા મોટા રોગોમાં ઉદર ઉપર માટીનું બંધાણ ઘણુંજ શ્રેયસ્કર છે, કારણ પેટ અને પેઢુ દરેક જાતના તાવ તથા દરદોનું મૂળસ્થાન છે.

અછબડા, ઇન્ફ્લુઅન્ઝા ચેપી સળેખમ તથા ન્યુમોનીયા ફેફસાંના વરમ માટે પણ એજ સારવાર છે.

જુનાં દરદો—ક્ષય, જલંદર અને બીજાં તેવાં દરદોમાં પણ એજ ઉપચારો ચાલી શકે તેમ છે. માત્ર એવી સવડ રાખવી જોઇએ કે દરદી મહીના અને વર્ષો સુધી તે સારવાર ચલાવી શકે. ક્ષય તેમજ ફેફસાંનાં દરદોમાં છાતી ઉપર માટી બાંધવી બહુ ફાયદાકારક છે. જલોદરમાં સુજેલા ભાગ ઉપર અને ગુપ્ત દરદોમાં ઉદર (abdomer) અથવા ગુપ્ત અવયવો ઉપર માટી બાંધવી જોઇએ.

જખમ અને ગુમડાં ( Ulcers )નાં દરદોમાં પણ માટીનું બંધાણ ઘણું અગત્યનું છે, અને આવાં દરદોમાં પણ શરીરની સામાન્ય માવજત રાખવી જોઇએ. મારે વધારે ખાત્રીથી કહેવું જોઇએ કે દરેક દરદમાં અને દરેક વખત બપોર સુધી ભૂખ્યા રહેવું એ બહુજ સારૂં છે. કોઇથી ન રહી શકાય તો સવારમાં બહુજ થોડું ખાવું જોઇએ.

આ પ્રમાણે ઉપચાર કરવામાં ન આવે તો આરોગ્ય બહુજ મોડું પ્રાપ્ત થાય અને શરીરમાં માંદગી રહેજ, કારણ કુદરત કદી પણ નિષ્ફળ નિવડતીજ નથી. દરેક દરદીએ સારવારની શરૂઆત પૂર્ણ વિશ્વાસથી કરવી જોઇએ અને વિશ્વાસથી શાંતિ તથા આરામ થશેજ. આવતા જતા લોકો જુદા જુદા ઇલાજો બતાવે છે પરંતુ આપણે તેવા ઇલાજોથી દૂર રહેવું જોઇએ અને સાદા કુદરતી ઉપચાર કરવા જોઇએ.

કુદરતી ઉપચાર કરવાથી કદાચ આપણે ધારેલા વખતમાં સારૂં થાય નહિ તો પણ ગભરાવું નહિ અને ધીમે ધીમે સારૂં થાય તે વધારે સારૂં છે; પણ ઉતાવળ કરી કુદરત વિરૂદ્ધના પ્રયોગો કરવા દોરાવું જોઇએ નહિ. કારણ તેમ કરવાથી આપણને ખબર પડે નહિ તેવું ઘણું નુકસાન થાય છે. આવી રીતે વૈદકશાસ્ત્ર હજી પણ ઘણા ચેપી રોગોથી ડરે છે અને લોકોમાં ભય ફેલાવે છે.

આપણે આવાં તમામ દરદો સારાં કરવા શક્તિમાન થઇએ તેમ છે, અને તેથી આપણે આવાં દરદોથી ડરવાનું નથી. ચેપની બીક રાખવાથી ઘણું નુકશાન થાય છે. કુદરતી ઉપચારો કરવાથીજ તબીબી વર્ગના લોકોથી માણુસ જાત ખરેખર સ્વતંત્ર અને સુખી થશે, પોતાની તંદુરસ્તી ઉપર ખરેખરો કાબુ મેળવશે, અને જુદા જુદા ડાકટરોની ગુલામગીરીમાંથી છુટશે. આવી બાબતોમાં પણ લોકોએ સ્વતંત્રતા મેળવવાની તજવીજ કરવી જોઇએ. માણુસજાતે સ્વતંત્રતા મેળવવા બહુ લડાઇઓ કરી છે, પ્રયાસો કર્યા છે તો પછી પોતાના શરીરની તંદુરસ્તીની સ્વતંત્રતા મેળવવા તેણે પાછી પાની કરવી એ કંઇ ઉચિત છે કે?

## દરીયા અને ખનીજક્ષાર પાણીનાં સ્નાન તથા હવાફેરનાં સ્થાન.

હાલના જમાનામાં દાકતરો પોતાના દરદીઓને દરીયા કિનારે હવાફેરને માટે મોકલે છે પરંતુ માણુસ કંઇ જળચર પ્રાણી નથી. તેનું મૂળ સ્થાન તો જંગલ હતું. માણુસ શરૂઆતના વખતમાં દરીયા કિનારે રહેતો નહિ અને 'પેરેડાઇસ' (સ્વર્ગ) આખી પૃથ્વી ઉપર ફેલાયલું હતું. આવાં મિનરલ બાથ કે બીજાં સ્નાન તદન નકામાં છે. કારણ આવી રીતે જનારાઓ કંઇ સારી તંદુરસ્તીવાળા જણાતા નથી. ઉલટા તેઓ તો "ફેશન" ને લઇને બીમારી ભોગવે છે. ઉંચી પંક્તિના જે માણસોને ખરેખર તંદુરસ્ત થવું હોય તેઓએ "કુદરત તરફ પુનરાગમન" કરવું જોઇએ. માંદા અને બીમારે, આવા ઠેકાણે જવાનું માંડી વાળી 'જંગલ' માં રહેવા જવું જોઇએ. ત્યાં દુનીયાદારીના અને મોટા ઉભા કરેલા ઢોંગ ધતુરા તથા ઉપાધિઓનો અભાવ હોવાથી તરતજ શરીર અને આત્માની તંદુરસ્તી મેળવવાને બની શકે છે.

હમેશાં બીલકુલ ખુલ્લી અથવા તો ઉચ્ચી જગા કે જ્યાં પવન બહુ જોરમાં રહે છે તેવી જગાએ ફળ, ફૂલ વનસ્પતિ બહુ કમતી થાય છે તેજ પ્રમાણે માણુસ જાતને માટે પણ તેવી જગા સારી નથી. તેમણે પણ સહેજ નીચી અને રક્ષણવાળી જગા રહેવા માટે પસંદ કરવી જોઇએ. ઠંડી હવા શરીર ઉપર લગાવવાની જરૂર હશે તો નીચી જગામાં પણ તે બની શકશે. કારણ શરદ હવા ત્યાં જણાશે નહિ પણ ઠંડી કે જે શરીરને માટે સારી છે તે મળી શકશે.

હાલમાં જંતુની બહુ ધાસ્તી રાખવામાં આવે છે અને ઉંચાણવાળી હવા ખાવાની જગાઓમાં જંતુ રહેતાં નથી એમ કહેવાય છે અને તેથી ખુલ્લી ઉષ્ણ જગાઓમાં રહેવા જવાની દાક્તરો ભલામણ કરે છે, પરંતુ આ બધી પોકળ બાબતો છે. અને દાક્તરોના શાસ્ત્રીય મતો વારંવાર બદલાતા જણાય છે. અને "જંતુ" વિષેની માન્યતાથી બહુ નુકસાન થયું છે. જંતુથી નહિ પણ ખોટી રીતે જીવન ગાળવાથી દરદો થાય છે એટલે આપણે 'દરદ કે જંતુ' ની બીક રાખવા જેવું કશું નથી.

## કુદરતી ઉપચાર–Nature cure ક્યારે શરૂ કરવા જોઈએ.

એવું ઘણી જગાએ માનવામાં આવે છે કે ઉનાળોજ જળોપચાર જેવા કુદરતી ઉપચાર માટે બંધબેસ્તો છે અને સૂર્યસ્નાનને ઘણી અગત્ય આપવામાં આવે છે. જાનવરો ગીચ ઝાડીમાંથી ઘણી વખત બહાર આવે છે, તડકામાં જરા હરેફરે છે અને પાછાં શીતળ છાયામાં જતાં રહે છે. જર્મનો પરદેશ જાય છે, દાખલા તરીકે બ્રાઝીલ જાય છે, તેઓ ઘણું આયુષ ભોગવતા નથી. ઉત્તરમાં (જ્યાં બહુજ ઠંડી હોય છે ત્યાં નહિ) માણસોનાં જીવનના પ્રમાણે દક્ષિણમાં

જવાથી ગરમી વધારે છે. વળી ગરમીના પ્રદેશમાં કેટલાંક ખાસ દરદો અને ચામડીનાં દરદો પણ થાય છે.

ખરેખર તો સૂર્ય રોગનાં તત્વોને છુટાં પાડે છે અને દરેક જાતની 'વૃદ્ધિ' પેદા કરે છે. જેઓ ઘણી વખત સૂર્યસ્નાન લે છે તે નબળો પડી જાય છે. દરદીને અંદરની ગરમી બહુ રહે છે અને તે ગરમી તેને બાળે છે. તેને ઠંડી હવાના ઉપચારો ખરેખર તો ઘણા ફાયદાકારક છે. ઠંડી હવા અજવાળાના સ્નાનથી માણસના સ્નાયુ મજબુત થાય છે અને તેને કૌવત મળે છે.

ઠંડી ઋતુના વખતે કે જ્યારે ઠંડી હવા અજવાળાનાં સ્નાન બહુ થોડા વખત માટે લેવાનાં છે તેવા સ્નાનથી ઘણો ફાયદો થાય છે. ફળના ખોરાકથી, માટીના બંધાણથી અને શરીરને ચોળવા તથા ચંપી કરવાથી અને ઠંડીની મોસમમાં હવા સાફ હોય છે તેવી સ્વચ્છ હવા લેવાથી શરીરને ઘણો ફાયદો થાય છે. ઠંડી હવા અજવાળાનાં સ્નાન બહુ થોડા વખત માટે લેવાય તો પણ તે બહુ હિતકર છે. વસંત ઋતુ અને પાનખર ઋતુ તંદુરસ્તી લાવવા માટે ઉત્તમ વખત ગણવો જોઇએ. વસંતની વખતે આખી દુનિયાં નવું જીવન ધારણ કરે છે તેમ માણસે પણ નવીન કૌવત માટે નવીન જીવન મેળવવું જોઇએ અને પાનખર ઋતુમાં પણ કુદરતમાં તંદુરસ્તી બક્ષનાર હવા માલમ પડે છે. ઉનાળામાં ઠંડાં સવાર તથા સાંજ અને બીજા ઠંડા દિવસો હવા અજવાળાના સ્નાન માટે પસંદ કરવા જોઇએ. વળી વરસાદની મોસમ પણ ખાસ દરદને દૂર કરનાર છે. ભીની જમીન અને ભીંના ઘાસમાં ઉઘાડા પગે ફરવાથી પણ ઘણો ફાયદો થાય છે. ભીંની જમીન પગમાંથી દરદ ખેંચી લેવા માટે ખાસ ગુણવાળી છે. જેઓ ઠંડીથી દૂર રહે છે અને શિયાળામાં ગરમ પ્રદેશમાં જાય છે તેઓ બનતા સુધી ખરેખર તંદુરસ્ત તો હોતાજ નથી અને તેઓનાં શરીરની કુદરતી ખરી ગરમી તો દિવસો દિવસ કમતી થતી જાય છે. હાલમાં નબળી થતી જતી અને જ્ઞાનતંતુની પણ નબળાઇ વાળી પ્રજામાં ખરી ગરમી તો બહુ ઓછી જોવામાં આવે છે તે ઘણું ભયકારક છે અને તે ગરમી ઠંડી હવા અજવાળાનાં સ્નાનથી અને કુદરતી સુકાં લીલાં ફળોના આહારથી ફરી પ્રાપ્ત થાય કુદરતી ઉપચારમાં પણ તમને કપડાં, બિછાનાં અને ઓરડાથી આરામ મળે છે પણ ગરમી આવતી નથી. ગરમી તો ઠંડી હવાથીજ પેદા કરી શકાય છે. ધીમે ધીમે કપડાં બીછાનાં વગેરે બહુ જરૂરનાં જણાશે નહિ. હવા અજવાળાનાં ઠંડાં સ્નાન બહુ લાંબો વખત લેવાનાં નથી. જો કે તેથી નુકસાન તો નથીજ તો પણ દરેક માણસે તે કેટલો વખત લેવું તે તેના શરીરમાં ગરમી પેદા થાય તેવું જણાય તેટલો વખત લેવું જોઇએ. ઠંડા પાણી કરતાં ઠંડી હવાથી શરીરની ગરમી વધારે પેદા થાય છે. કમતી લોહીવાળા પાન્ડુ રોગીઓએ પાણીનું સ્નાન બહુ થોડો વખત લેવું અથવા બિલકુલ લેવુંજ નહિ.

આપણે જાણીએ છીએ કે સમશીતોષ્ણ પ્રદેશ (બહુજ ઉત્તર નહિ) ના ઉત્તર તરફના લોકો વધારે બળવાન અને સહનશીલ હોય છે. દાખલા તરીકે જુના વખતમાં જર્મન લોકોએ સુધરેલા અને નબળી પ્રજાના ગ્રીક અને રોમન લોકોને મારી હઠાવ્યા હતા. જે લોકો ખુલ્લી હવામાં વાયુ સ્નાન લઇ શકે નહિ તેમણે તો જે ઓરડાને ગરમ કરેલો હોય નહિ અને બારી બારણાં ખુલ્લાં હોય તેવા ઓરડામાં વાયુ સ્નાન લેવું જોઇએ. પાણીનું સ્નાન પણ ઠંડા ઓરડામાં લેવું જોઇએ. કદાચ શરૂઆતમાં ખાસ સંજોગોમાં ઓરડો તપાવવો પડે તો જુદી વાત છે પરંતુ બનતા સુધી તેમ કરવું જોઇએ નહિ.

આપણે ઉપર પ્રમાણે ઠંડીથી ડરવું જોઇએ નહિ પરંતુ તેની સાથે જેમ બને તેમ વધારે સંબંધ રાખવો જોઈએ કે જેથી શરીર સશક્ત થશે અને કોઇ જાતની તકલીફ તેમાંથી પડવાનો સંભવ રહેશે નહિ.

હું ઘણો દીલગીર છું કે ઘણા લોકો જેઓ જુના કુદરતી ઉપચારના હિમાયતી છે તેઓ મારા આ નવા મતને મળતા નથી એટલુંજ નહિ પણ કેટલાક તો એ વિચારોથી ખાસ વિરૂદ્ધ છે. પરંતુ આવું હમેશાં બને છે અને નવા સિદ્ધાંતો બહુ મુસ્કેલીથી પ્રચલિત થાય છે. જ્યારે સ્ક્રોથે ( Schroth ) પ્રિઝનીઝીયન પાણીના ઉપચારની સાથે સુકો ખોરાક આપવાની તજવીજ કરી હતી ત્યારે પ્રીઝનિટઝ Pressnitz ના હિમાયતીઓજ તેની વિરૂદ્ધ પડયા હતા. જે લોકો કુદરતી ઉપચાર સાથે સંબંધ રાખનારા નહોતા તેવા લોકોએ ફાધર નાઇપના વિચારો વિરૂદ્ધ જે તકરારો કરી હતી તેના કરતાં જુના કુદરતી ઉપચારના હિમાયતી- ઓએ ફાધર નાઇપ વિરૂદ્ધ વધારે સખ્તાઇથી અને અદેખાઇથી હુમલા કર્યા હતા, છતાં પણ ફાધર નાઇપે વિજ્ઞાનશાસ્ત્રની ઘણી સારી સેવા બજાવી છે. તેણે ઉઘાડે પગે ફરવાનુ, બસ્તી લેવાનું અને સ્નાનવિધિ બહુ થોડા વખત ચલાવવાનું તથા ગરમ સ્નાન બનતા સુધી નહિ લેવાનું લોકોમાં પ્રિય કર્યું હતું અને એ વાત કંઇ ઓછી અગત્યની નથી. જેવી રીતે કુદરતમાં વરસાદ જે કામ કરે છે તે કામ શરીરમાં બસ્તી કરે છે.

દરેક માણસ કુદરતી રીતે પોતે ખાસ રીતે અભ્યાસ કરીને મેળવેલાં જ્ઞાન અથવા પોતે જે જ્ઞાનમાં નિપુણ છે એમ ધારતા હોય તેવા પોતાના જ્ઞાન માટે મગરૂબ રહે છે. પછી જો કોઈ બીજો માણસ સદર જ્ઞાનમાં જરા આગળ પડતો આવે છે તો પેલા માણસને આપો- આપ જરા નાખુશી પેદા થાય છે.

કુદરતી ઉપચારવાળા આવી રીતે નવા આવનારને બહુ આગળ વધેલો જણાવી તેના વિરૂદ્ધ પડે છે. પરંતુ તેઓ ભૂલી જાય છે કે ભૂતકાળમાં તેઓ પણ બહુ આગળ વધેલા ગણાઇ હુમલાને પાત્ર થયા હતા. વળી મારા ઉપચાર કરવાની રીતિ આગળ વધેલી ગણાય તેવી નથી. કારણ હાલના ચાલુ ખોરાકમાંથી હું જે ફળફુલ ખાવાનું કહું છું તે કરવામાં કંઇ મુસ્કેલી પડતી નથી. વળી પૃથ્વી તથા હવા અજવાળા સાથે ખરેખર તો વધારે સંસર્ગ રાખવો જોઇએ તેટલો રખાતો નથી તોપણ મારા મત પ્રમાણે બને તેટલો સંસર્ગ રાખી શકાશે. કુદરતી ઠંડા પાણીનું સ્નાન અને ભીની માટીના પાટાથી બીજી જાતના કોમ્પ્રેસ તથા પાટા પીંડી કરતાં જે નુકસાન થાય છે તેવું થતુંજ નથી. વળી હદ ઉપરાંત વરાળથી સ્નાન કરવું કે એનીમા આપવું એ કુદરત વિરૂદ્ધ છે અને તેથી તે નુકસાનકારક છે. આવી રીતે સારવાર કરવા માટે જે જે સાંચા તથા તજવીજ કરવી પડે છે તેજ બતાવી આપે છે કે તેઓ તેટલા પ્રમાણમાં કુદરત વિરૂદ્ધ છે. વિજળીક ઉપચારો કે જેની વિજળી સંચાની મદ- દથી ઉત્પન્ન કરવી પડે છે. તેવાં વિજળીક સ્નાન પણ કુદરતી નથી, તેમજ કાચના કે તેવી રીતે બીજા તૈયાર કરેલા ગરમ ઓરડામાં હવા અજવાળાનાં સ્નાન અને સૂર્યનાં સ્નાનની સવડ ઘણાં કારખાનામાં કરવામાં આવે છે તે પણ બરાબર નથી કારણ કે તેથી કુદરતથી દુર જવાય છે.

કુદરતે માણસના ખોરાક તરીકે ફળોનેજ નિરધાર્યા છે. અને ખોરાકની અંદરનાં તત્વોની રસાયણીક શોધ માણસને ભૂલ ખવરાવનારી છે. એલ્બ્યુમન નાઇટ્રોજન વગેરે માણસને ખોરાકમાં અમુક પ્રમાણમાં જોઇએ એવા અભિપ્રાયો વૈદકશાસ્ત્રથી બહુ આપવામાં આવે છે.

આ અભિપ્રાયો નુકસાન કરનારા છે અને જેઓ આવા સિદ્ધાંત પ્રમાણે વર્તન કરે છે તેઓ દુઃખી થાય છે, પણ આવી ભૂલો કુદરતના હિમાયતીઓ પણ કરે છે. હાલમાં જે ખોરાકમાં પોષક ક્ષાર હોય તેવા ખોરાક વિષે બહુ ભલામણો થાય છે. આનું પરિણામ કુદરતથી આરામ લાવવાની પદ્ધતિ ઉપર બહુ ખરાબ લાવે છે. દાણા અને તેવા ખોરાક કરતાં નીલો ભાજીપાલો વધારે ગુણકારી છે તોપણ રાંધેલો ભાજીપાલો–શાક કુદરતી ખોરાક કહી શકાય નહિ. પરંતુ પોષક ક્ષારના સિદ્ધાંતને લઇને ઘણા લોકો તાજા ભાજીપાલાને બહુજ ફાયદાકારક ગણે છે અને પોષક પદાર્થમાં તેમને શ્રેષ્ટ ગણે છે. આ એક ભૂલ છે. વળી ચૅાકોલેટ અને કોકો ક્ષારની સાથે બહુ વપરાય છે અને કુદરતના હિમાયતીઓ પણ તેની ભલામણ કરે છે તેથી તેઓ બહુ તંદુરસ્ત છે એમ ગણવામાં આવે છે. ચૅાકોલેટ અને કોકો પોષક ક્ષારો વગર જેટલા નુકસાનકારક છે તેટલાજ પોષક ક્ષારોની સાથે પણ નુકસાનકારક છે. જેઓને ચાલુ અથવા વારંવાર ચૅાકોલેટ કે કોકો–પોષક ક્ષારવાળા–પીવાની ટેવ હોય છે તેઓને થોડા વખત પછી જણાશે કે તેમની પાચનશક્તિને નુકસાન પહોંચ્યું છે. કુદરતશાસ્ત્રની સાથે વિજ્ઞાનશાસ્ત્ર મળશે ત્યાં લગી આવું નુકસાન થવા સંભવ છે. ઓટ–કોકો (oat-cocoa) પણ પોષક ક્ષારવાળા કોકો જેવોજ નુકસાનકારક છે.

જુનું નૈસર્ગિક ઉપચાર શાસ્ત્ર, શરીર અને આત્માનો નિકટ સંબંધ કોઇક વાર ભૂલી જાય છે. માણસનું શરીર એક માત્ર સંચો નથી અને માણસ જાત પોતાના ઉચ્ચ વિકાસ પામેલા આત્માને લઇનેજ પ્રાણી વર્ગમાં શ્રેષ્ઠ છે. માણસને પોતાના આત્માનું જીવન એ એક મુખ્ય બાબત છે. દરદો મટાડવામાં પણ આ વાત આપણે ધ્યાનમાં રાખવાની જરૂર છે. જુની નૈસર્ગિક પદ્ધતિમાં આત્માની શરીર ઉપર જે અસર થાય છે તે લક્ષમાં લેવાઈ નથી. એક બીજા તરફની ભાઇચારાની લાગણી અને પ્રેમ અને પરમેશ્વરમાં દ્રઢ વિશ્વાસ એ બાબતોની દરદો દૂર કરવામાં ઘણી અસર થાય છે એ ધ્યાનમાં બરાબર લેવાયું નથી તેથી કેટલીક વખત એ પદ્ધતિ દરદો, ખાસ કરીને જ્ઞાનતંતુના દરદોમાં, આરામ કરવા નિષ્ફળ નીવડે છે. ઘણી વખત માણસો પોતે જે વાત સમજી શકતા નથી તે વાત તુચ્છ છે એમ ગણી કાઢે છે. અને તેઓ કેટલીક વખત સારી અને ફાયદાકાદક વસ્તુઓના ગુણની પરીક્ષા કરી શકતા ન હોવાથી તેને વિષે હલકા વિચારો ધરાવે છે. **ડૉ. જસ્ટ** કહે છે કે મારા સિદ્ધાંતો માટે મારે જે ભોગવવું પડશે તે હું ભોગવીશ. અને ગમે તેટલું નુકસાન થશે તો પણ હું મારી વાત મેલી દઇશ નહિ. મારા સત્યને માટે મને ગમે તેવું નુકસાન થશે તો પણ હું તેમાંથી પાછો ખસીશ નહિ, અને કુદરતી ઉપચારના જુના હીમાયતીઓ કે જેઓ અત્યાર સુધી મારી વિરૂદ્ધ વલણ ધરાવનારા છે તેઓને મારો દોસ્તીનો હાથ લંબાવવા ખુશી છું. જુની પદ્ધતિમાંથીજ મને ઘણું શીખવાનું મળ્યું છે. અને કુદરતના રસ્તાઓમાં વધારે આગળ વધવાથી અને ઘણી સખ્ત માંદગીઓના અનુભવથી મને જે નવું સત્ત્વ જણાયું છે તે હું શા માટે છુપાવું? થોડા લોકોને તે પસંદ નથી તો ખેર! આ સત્વનો સુંદર ઝરો વહેતો અટકવાનો નથી. જો કે મારા વિરોધીઓને મારી ચોપડીથી ખાત્રી થઇ ન હોય તો તેમણે જંગબોર્નમાં (નવજીવનાલય) આવવું જોઇએ. તે ખાતું તેમને માટે ખુલ્લું છે અને જાતે આવીને પરિણામ જોવું જોઇએ. દરદ મટાડવાની ખરી કુદરતી રીત મળી આવવાથી ખરેખર કોને નુકસાન હોય? કુદરતી રોગોપચારની પદ્ધતિ વિરૂદ્ધ થતા હુમલાઓ, તે પદ્ધતિને મળતી ફતેહોથી આપોઆપ બંધ થઇ જશે. હમણાં જે પરિણામ આવે છે તેના કરતાં વધારે સારાં પરિણામ લાવવા

આપણે ફતેહમંદ થઇ શકીશું. જો આપણે આપણાં સ્નાન લેતી વખતે કુદરતે ઠરાવેલાં ધોરણ પ્રમાણે ચાલીશું, હવા અને અજવાળાં ઉપર વધારે ધ્યાન આપીશું, અને કુદરતની જરૂરીઆતો પ્રમાણે વર્તીશું અને પૃથ્વીની શક્તિને પણ નજરમાં રાખીશું તથા શાક ફળના ખોરાક પસંદ કરવામાં પણ કુદરતના ઉદ્દેશને નજરમાં લઇ પસંદગી કરીશું તો હાલમાં જે તંદુરસ્તી મેળવી શકાય છે તેના કરતાં પણ વધારે સારી તંદુરસ્તી પેદા કરી શકીશું. ખાવાનો વખત પણ કુદરતની સ્થિતિને અનુસરીને રાખવો જોઇએ.

ઉપર જે હકીકત કહેવામાં આવી છે તે હાલના કુદરતથી દરદો દૂર કરવાની હીમાયત કરનારાને કે હાલના વેજીટેરીએનીઝમ—શાકફળ–ના હીમાયતીઓને ઠપકો આપવા માટે કહેવામાં આવતું નથી. પણ ઉપરની ભૂલો બતાવવાથી તેમનું ધ્યાન કુદરતના ફરમાન તરફ વધારે દોરાય અને જેઓ તેમની પદ્ધતિનો પ્રયોગ કરે તેમને પણ ઓછું દુઃખ અને આરામ મળે તેટલા માટે કહેવામાં આવ્યું છે.

કોઇએ પણ આ બાબતમાં ઢચુંપચું-આનાકાની ન કરતાં-મેં જે રીત બતાવી છે તે રીત મુજબ પ્રયોગ કરવા અને પોતાને થતા તાત્કાલિક ફાયદાનો અનુભવ લેવા પ્રયાસ કરવો જોઇએ. આવા પ્રયોગો કરવામાં કંઈ ખર્ચ થતું નથી અને તે બધી જગાએ થઇ શકે છે; જે આવા પ્રયોગો કરશે તેને તરતજ જણાશે કે તેઓ કુદરતની સાથે ચાલે છે અને ખરૂં સુખ અને ખરો આનંદ જે કુદરત બક્ષી શકે છે તેવુંજ સુખ અને તેવોજ આનંદ તેમને મળે છે.

હું કુદરતી ઉપચારની જુની પદ્ધતિના હિમાયતીઓને હજી પણ આજીજી કરૂં છું કે, તેમણે નકામી તકરારોમાં વખત ગુમાવવો નહિ અને જ્યારે કુદરતી ઉપચાર પોતાના સત્યને લીધે આગળ વધે છે તેમાં કોઇએ આડા આવી નકામો મિથ્યા પ્રયાસ કરવો એ વ્યાજબી નથી અને સૌ પક્ષોએ સલાહ શાંતિથી કામ લેવું જોઇએ.

## સૌ પોતે પોતાનો દાક્તર.

કુદરત પોતાની બક્ષીસો-દવાઓ-સૌને સરખા રીતે આપે છે. એક માણસને પોતાના શરીરની તંદુરસ્તી અને સુખને માટે જેટલું કુદરત તરફથી મળે છે તેટલુંજ બીજા બધા લોકોને પણ મળેજ છે. તેથી દરેક જણ પોતે પોતાનો દાક્તર શા માટે ન થાય તે સમજી શકાતું નથી. આપણે માત્ર કુદરત જે કહે તે સાંભળવું જોઇએ અને તે પ્રમાણે વર્તવું જોઇએ. આપણે પોતે, અથવા માત્ર કુદરતે, આપણા દાક્તર થવા માટે તૈયાર થવું જોઇએ. આવી શિખામણ લેવાને હાલના જમાનાનો માણસ તૈયાર થતો નથી !

આજકાલ કુદરતના હિમાયતીઓ કહે છે કે સૌ પોતે પોતાનો દાક્તરજ છે પરંતુ જ્યારે કોઇ બીમાર પડે છે ત્યારે તેની બીજા દાક્તર પાસે " તપાસ " કરાવવાની તજવીજ કરે છે અને 'ખાસ દાક્તર' ની સલાહ લેવા ભલામણ કરે છે. આ ઉપરથી જણાય છે કે ખરી કુદરતની રીતથી તેઓ અજ્ઞાન છે અને આવી રીતે સૌ કોઈ પોતે પોતાના દાક્તર થઈ શકે નહિ. જ્યારે કોઇએ કુદરતને બરાબર સમજવા માંડયું કે તે માણસ બીમારીના વખતે શું કરવું તે આપોઆપ સમજશે. "તપાસ" (Examination) કરાવવાની જરૂર શી છે અને દરદના નામની પણ શું જરૂર ? જો માણસ જાતના શરીરના અંદરના ભાગમાં થતી ક્રિયા અને તેની સ્થિતિ જાણવાની જરૂર હોત તો કુદરતે પોતે માણસનાં શરીર પારદર્શક અથવા બારણાંવાળાં ઉઘાડીને જોઇ શકાય તેવાં બનાવ્યાં હોત. જ્યારે કુદરતે આવી તપાસની જરૂર જો રાખી

નથી તો પછી 'તપાસ' હમેશાં બિનજરૂરની અને ઘણી વખત નુકસાનકારક છે. પરંતુ હાલમાં તો લોકોને પોતાનાં શરીર તપાસાવવાની અને તેનું શું દરદ છે તે જાણવાની ગાંડી ઇચ્છા બહુ થાય છે. પરંતુ શરીરના જુદા જુદા ભાગ ઠોકી જોવાથી, અથવા 'સ્ટેથોસ્કોપ' વડે અવાજ સાંભળવાથી, અથવા ચહેરા, નખ, વાળ તથા હાથ અક્ષરની તપાસ કરવાથી દરદની જાત અને તેનાં પ્રમાણ વિષે ચોક્કસ નિશ્ચય કરી શકાયજ નહિ. આ બાબતમાં આપણે કુદરતને સમજી શકવામાં ઘણા પાછા પડીએ છીએ. કારણ જેમ જુદા જુદા માણસો તપાસ કરે છે તેમ તેમ તેના જુદા જુદા વિચારો જણાય છે. આ પ્રમાણે આવી તપાસ કરવી એ તદ્દન નકામી અને ઘણી વાર તો નુકસાનકારક છે. Physiognomy મુખ સામુદ્રિકશાસ્ત્ર Phrenology શિર સામુદ્રિકશાસ્ત્ર or Graphology અક્ષર સામુદ્રિકશાસ્ત્રની મદદથી કરેલી તપાસ પણ ઘણી વખત ભૂલભરેલી જણાય છે.

એક દાક્તર જે ઘણોજ વિદ્વાન અને બહુ હુશિયાર ગણાય છે તેણે એક દરદીને તપાસી તેને કહ્યું કે "તું બહુ બીમાર છે અને થોડાં અઠવાડીયામાં તારૂં મૃત્યુ થશે." આવું સાંભળી તે દરદીને બહુ બીક લાગી અને ખરેખર તેનું શરીર ગળવા લાગ્યું. છેવટ થોડાં અઠવાડીયાં બાદ તે મરણ પામ્યો. હવે ખરેખર તે માણસ બહુ બીમાર હતો એમ ધારીએ તો પણ દાકતરના આવા ચોક્કસ અભિપ્રાયને લીધે તે માણસના મનમાં મરણ માટે બહુ ઉંડી છાપ પડી ગઇ કે જેને લીધે દરદ વધી જઇ તેનું મૃત્યુ થયું. બીજા દાકતર કે જેઓએ તેને જોયો અને તપાસ્યો હતો તેઓ આ અકાળ મૃત્યુને માટે ઘણાજ નાખુશ અને અજાયબ થયા હતા. અને એવું પણ જોવામાં આવેલું છે કે જે માણસે પોતાનાં શરીરની વારંવાર ઘણી જગાએ તપાસ કરાવી હોય છે તે હમેશાં ઉશ્કેરાયલી અને ગભરાટની સ્થિતિમાં રહે છે. આવા માણસની સ્થિતિ હમેશાં દાકતરો કે બીજા કુદરતના ઉપાસકો જેમણે આવા માણસોને તપાસ્યા હોય તેમના અભિપ્રાય ઉપર આધાર રાખે છે. આવા દરદીઓને બહુ ભોગવવું પડે છે અને આવી સ્થિતિમાં તેમને આરામ થવાનો સંભવ બહુ ઓછો રહે છે તેથી મને ઘણી દીલગીરી થાય છે.

ઘણી વખત તો જે દરદો હસ્તીમાંજ ન હતાં તે આવી દાકતરી તપાસથી ઉત્પન થયેલાં જાણવામાં આવ્યાં છે. અને કેટલાંક દરદો આવી તપાસથી માણસોમાં મક્કમ થયેલાં છે. શરીર ઉપર થતી માનસિક અસર ભૂલવી જોઇએ નહિ. આપણે હમેશા દરદીને સફાઇથી અને તે જાણી શકે નહિ તેવી રીતે તેમને પોતાને થતાં દરદનું ભાન ભૂલાવવું જોઇએ. અને આવી તપાસથી તો દરદીને પોતાના દરદ તરફ ખાસ ધ્યાન ખેંચાય છે. દરેક માણસ જ્યારે પોતે બીમાર હોય છે ત્યારે તે પોતાની બીમારી સમજી શકે છે અને પોતાને થતી પીડા–તપાસ કરાવ્યા વગર–પણ સમજી શકે છે. હાલના જમાનામાં તો જે માણસને લોકોનાં દરદો જાણવાની "ખુબી" આવડતી હોય તે બહુ પૈસા કમાઇ જાય છે. Ast એસ્ટ નામનો ગોવાળીયો કે જે લોકોના દરદીના માથાના વાળ ઉપરથી દરદની પરીક્ષા કરતો તે બહુ પ્રખ્યાત થઇ ગયો છે. જો કે તે દરદ કોઇનું પણ મટાડી શકતો નહિ. હાલમાં કુદરતી દાક્તરો કહે છે કે "પરીક્ષા" દરદની કરવાની જરૂર નથી પરંતુ લોકોને તપાસાવવાની ટેવ પડી છે, અને તે બદલમાં દાક્તર કહે તે સાંભળવાની ખાસ ટેવ હોય છે. પરંતુ આ સારૂં નથી કારણ લોકોને તો એવીજ રીતે કંઇક દવા ખાવાની પણ ટેવ પડેલી છે અને તેમને દવા–હોમીઓપથીની કે કોઇ બીજી વનસ્પતિની લેવાનું મન થયાજ કરે છે.

ઘણી વખત સાદી ચીજ સમજતાં પણ બહુ મુસ્કેલી પડે છે અને ઘણા કુદરતના હીમાયતી દાક્તરો પણ આવા નકામા ઉપાયો દરદીઓને બતાવે છે. પોતાને જે ઉપચારોમાં વિશ્વાસ ન હોય તેવા ઉપચારો કરવા એ શું ઠગાઇ નથી? આપણે તો સત્ય અને પ્રમાણીકપણાથીજ ચાલવાનું છે. અને કુદરતી ઉપચારની રીતિ પણ તેનેજ અનુસરીને છે. આપણે એક દિવસ પરમેશ્વર પાસે જવાબ આપવો પડશે. સત્ય અને પ્રમાણીકતાજ ખરી ચીજો છે અને તેથીજ માણસ જાતનું શ્રેય થવાનું છે. જ્યારે જ્યારે આપણે કોઇ બીમાર શરીરની અંદરની સ્થિતિ જાણવા માગીએ છીએ ત્યારે ત્યારે અંતર આત્મા તેના વિરૂદ્ધ પોતાનો ભાસ દેખાડે છે. એ કુદરતી અવાજ છે અને તેને આપણે ધ્યાનમાં લેવો જોઇએ.

કમભાગ્યે હજી ઘણા કુદરતી ઉપચારના હીમાયતીઓ બગડેલી અંદરની સ્થિતિ તથા દરદનું આગળ વધવું—તેનું સાધ્ય અસાધ્યપણું વગેરે જાણવા માગે છે. ખરેખર માણસ હમેશાં ડાહ્યો થવા માગે છે અને તે પરમેશ્વરના ડહાપણથી પણ આગળ જવા માગે છે. અને તેથીજ દુનીયામાં વધારે દુઃખ જોવામાં આવે છે. વળી કેટલાક નૈસર્ગિક ઉપચારના હીમાયતીઓ દરદીઓ પાસે પોતાનું ડહાપણ વધારવા લાટીન અને મોટા ડફાંસવાળા શબ્દો વાપરે છે. પરંતુ દરદીઓ આવી ડફાંસથી અંજાઇ જતા નહિ. આપણે જરા વધારે ઉંડા ઉતરી તપાસીશું તો જણાશે કે આ બધું પોગળ છે અને ખરેખર તેઓ ભૂલમાંજ ભમ્યા કરે છે. હું તો સઘળા કુદરતના હીમાયતીઓ—નેચરક્યુરીસ્ટને ભલામણ કરૂં છું કે તેઓએ દાખલો બેસાડવો જોઇએ અને પોતે જે વાત ખરેખર જાણતા નથી તેવી વાત નમ્રતાથી અને ખુલ્લી રીતે સાફ દિલથી જાહેર કરવી જોઇએ. આપણે ખરેખર અજ્ઞાનતામાં છીએ એ જાણવું એ ખરે-ખરૂં જ્ઞાન છે. આમ કરવાથી માણસ જાતને ખરેખર ફાયદો થશે. અને દરેક જણ સૌ સૌ પોતે પોતાનો દાક્તર થશે.

આપણે દરદીને ખરી કુદરતી જીંદગી અને સારવાર ઉપર મેલવો જોઇએ. તે જીવન અને સારવાર દરેક જણ માટે એકજ તરેહનું હોય છે અને તે જાણવા માટે આપણે કંઇ પણ જાણવાનું નથી. આપણે કુદરતનો અવાજ ધ્યાનપૂર્વક સાંભળી તે પ્રમાણે વર્તન કરવું જોઇએ અને બાકી બધુ કુદરત અને પરમેશ્વરને ભરોંસે રાખવું જોઇએ.

આ હકીકત વિરૂદ્ધ નેચર ક્યુરીસ્ટ-કુદરતની મદદથી સારવાર કરનારા કહે છે કે આમ કરવાથી તો તેઓ નકામા થઇ પડવાના અને તેમનું ગુજરાન ચાલવું પણ મુસ્કેલ પડશે. પરંતુ તેમણે જાણવું જોઇએ કે આજકાલ માણસજાત પોતાના સ્વાર્થથીજ ખવાતી જાય છે અને જ્યાં સુધી નિઃસ્વાર્થે પોતાની સત્તા જમાવશે નહિ ત્યાં સુધી દુનિયામાં જુદા જુદા લોકોમાં કે સમુહમાં પ્રગતિ થશે નહિ. એટલે કુદરતના હીમાયતીઓએ પોતાના સ્વાર્થનો વિચાર કરવો નહિ અને પોતાના પવિત્ર ધંધાની ફરજ બજાવવામાં પોતાના ગુજરાન માટે વિચાર કરવો જોઇએ નહિ, કુદરતના હિમાયતીઓએ તો પોતાના સિદ્ધાંતો Cause થી માણસ જાતને જે આશીર્વાદ મળવાના છે તેજ ધ્યાનમાં રાખવાના છે. જે દરદી જે એક કે બીજી ચોપડીઓમાંથી અથવા જુદા જુદા દાક્તરો પાસેથી સલાહ માગે છે તેઓ ખરેખર શાંતિ અને તંદુરસ્તી મેળવી શકવાના નથી. શું પ્રાચીન વનવાસી લોકોને પોતાની તંદુરસ્તી સાચવવા માટે સલાહકારો અને દાક્તરોની જરૂર પડતી હતી? હું તેથી ફરીથી કહું છું કે "કુદરત તરફ પુનરાગમન કરો!"

જ્યારે દરેક જણ કુદરતને બરાબર રીતે સમજતાં શીખશે અને બીજા શબ્દોમાં જ્યારે

દરેક જણ પોતે પોતાના દાક્તર થશે ત્યારે ખરી તંદુરસ્તી અને સુખ પ્રાપ્ત થશે. અને પોતાની તંદુરસ્તીની બાબતમાં ખરેખર સ્વતંત્રતા ભોગવતા થશે અને નિરાશાથી વિરક્ત થશે. હાલમાં લોકોને કુદરત તરફ લઇ જવા જરા મુશકેલ લાગે છે, પણ જ્યારે તેમ કરતાં આપણાં જ્ઞાનચક્ષુ ખુલ્લાં થાય છે ત્યારે ખરેખર આનંદની લાગણી ઉદ્‌ભવે છે. જ્યારે આપણે કુદરતને સમજતા થઇશું ત્યારે આપણને દરેક કામ કરવામાં કંઇ પણ મુસ્કેલી લાગશે નહિ ને જાણે પ્રેરણાબુદ્ધિથીજ વર્તન કરતા હોઇએ તેવું લાગશે. આપણી તંદુરસ્તી મેળવવા માટે આપણે જે કંઇ કરીશું તે આનંદથી કરીશું અને તેથી આપોઆપ આરામ લાવનારી શક્તિઓ આપણામાં પેદા થશે. અને બીજાની ગુલામગીરી ( પરાધીનતા ) ના દબાણમાંથી દુર થતાં એક એવી આનંદની લાગણી ઉત્પન્ન થશે કે જેથી દરદ અને દુઃખ આપોઆપ શરીરમાંથી દૂર થશે.

માણસને ત્યારે પોતાની આરોગ્ય સંરક્ષણની બાબતમાં સ્વતંત્રતા મળશે કે જે આ દુનીયામાં મોટામાં મોટા આશીર્વાદ રૂપ છે.

મહાન પરમેશ્વરે પોતાના ડહાપણથી માણસજાતને પોતાનું જીવન કેવી રીતે ગાળવું તેની પસંદગી કરવાની સ્વતંત્રતા બક્ષેલી છે. તેવી જાનવરોને નથી (જાનવરો ખોરાક બનાવી શકતાં નથી તેમ કપડાં પણ બનાવી શકતાં નથી ) કમનસીબે આ સ્વતંત્રતાને લીધે માણસ જાત કુદરતથી દુર ગઇ છે કે જેના પરિણામે સર્વ દુઃખો પ્રાપ્ત થયાં છે. પણ જો આ સ્વતંત્રતાથીજ તે પાછો ખરી હકીકત સમજીને કુદરત અને પરમેશ્વર તરફ પાછો વળશે અને તે સમજણ શક્તિને લઇને, અને જાનવરોની માફક દબાણથી નહિ, તો તે પોતાની પ્રગતિના પ્રવાહમાં આગળ વધશેજ.

આવી સ્થિતિમાં માણસમાંથી માણસને લગતા ગુણો બદલાઇને દૈવી ગુણો તેની જગાએ પેદા થશે. એટલે કે માણસને તેની તંદુરસ્તીની બાબતમાં કોઇ પણ જાતનું દબાણ કરવું જોઇએ નહિ. ખરી સ્વતંત્રતાથીજ માણસને પૂર્ણ તંદુરસ્તી પ્રાપ્ત થાય છે.

ખરેખર, વ્યાધિનું નિવારણ કરવું એ કાંઇ બહુ મુસ્કેલ વાત નથી, પરંતુ કુદરતમાતા—નિસર્ગમાતાના ઝીણા મીઠા સ્વર શ્રવણ કરતા થઇ દરેક મનુષ્ય પોતાનોજ ઉપચારક બને એ બહુ ઇચ્છવા જોગ છે. અને તેથી જીવન પર્યંત આ હેતુ પાર પાડવા હું પ્રયત્ન કરતો રહીશ, અને ઇચ્છીશ કે અન્ય સમજુ સજ્જનો પણ તેવાજ પ્રયત્નમાં પ્રવૃત્ત થાય.

કેટલાકો એમ કહે છે કે દાક્તર કે વૈદ્યમાં માત્ર શ્રદ્ધા રાખવાથીજ ઘણાક દરદી સાજા થયેલા છે, પરંતુ તેજ વખતે એ પણ તદ્દન નક્કીજ વાત છે કે ઇશ્વર અથવા કુદરતના અપાર કૌશલ્યપર વિશ્વાસ રાખવાને બદલે અલ્પજ્ઞ મનુષ્યની આવડતપર અવલંબન અને શ્રદ્ધા રાખવાથી લાખો મનુષ્યોનો દર વર્ષે અયોગ્ય ઉપચારોથી નાશ થાય છે. માટે જો શ્રદ્ધા કે વિશ્વાસથીજ લાભ થાય છે એમ માન્યતા હોય તો બહેતર છે કે તે વિશ્વાસ અને શ્રદ્ધા કુદરતમાતા કે સર્વજ્ઞ અને સર્વશક્ત પરમાત્મા ઉપર રાખતાં શીખવું, કે જેથી આ લોકમાંજ નહિ પણ પરલોકમાં એ આપણે સુખી રહીએ. કારણ કે પરમાત્માએ પણ કહેલું છે કે **“ मामेकं शरणं व्रज, अहंत्वा सर्व पापेभ्यो मोक्षयिष्यामि, मा शुचः । ”** ફક્ત મારૂંજ શરણ તું ગ્રહણ કર, અને પછી કોઇ પણ પ્રકારે શોક ચિંતાને સેવીશ નહિ. હું તારાં સર્વ પાપ અને દુઃખનો સમૂળો સંહાર કરી નાંખીશ. વળી કહ્યું છે કેઃ—

"Oh trust in God who takes his stand,
He surely has not built on sand."

એ માનવી કેવળ ઈશ્વર ઉપરજ વિશ્વાસ રાખ. કારણ કે જે તેવા વિશ્વાસ ઉપરજ પોતાના જીવનની ઇમારત ઉભી કરે છે તેની મહેનત રેતીની ઉપર ઘર બાંધનાર મનુષ્યની માફક નિષ્ફળ નિવડતી નથી. આમ છતાં 'સાયન્સ' અને 'સુધારા'ના મિથ્યાડંબર અને મોહમાં આપણે ઇશ્વરને લેખામાં ગણતા નથી, વ્યાધિ નિવારણમાં કુદરત કે ઇશ્વરની ઉપાસનાને આપણે આવશ્યક લેખતા નથી, પણ ફક્ત સ્થૂળ શરીરમાં જડ ઝેરી દવાઓ દાખલ કરી આરોગ્ય અને ઇપ્સીત સંપ્રાપ્ત કરવાની ઉમેદ રાખ્યા કરીએ છીએ, અને તેમ કરી પોતાને સુધરેલા Civilized માનીએ છીએ. પરંતુ આધિ—વ્યાધિ—ઉપાધિ, આધિભૌતિક, આધિદૈવિક, અને આધ્યાત્મિક એવા ત્રિવિધ તાપોથી પરિતપ્ત એવાં સર્વે માનવ બંધુઓ અને ભગિનીઓને મારી નમ્ર વિનંતી, આગ્રહપૂર્વક પ્રાર્થના, છે કે અન્ય માર્ગે ફોકટ ફાંફાં મારવાં મૂકી દેઇ આરોગ્યને લગતા ઇશ્વરકૃત નિયમોને પુનઃ અનુસરવા લાગો, ઉન્મત્ત ઇંદ્રિયોને લાડ લડાવી તેવા ભોગોને લીધે રોગોના ભોગ પોતે બનતા અટકો, કુદરતના સીધા સુખના માર્ગ તરફ પુનઃ વળો, અને શારીરિક કે ઇતર વિપદના વખતે કેવળ પરમાત્મા પરજ શ્રદ્ધા રાખો એટલે તે દયાળુ પ્રભુ "**त्रायते महतो भयात्**" મહાન ભય અને દુઃખમાંથી તમને બચાવી લેશે.

હાલના કુદરત વિરૂદ્ધના, કૃત્રિમ, જીવનવ્યવહારમાં રચ્યાપચ્યા જનસમાજને નૈસર્ગિક નિયમાનુકૂલ, સાદા, સરળ, જીવન તરફ લાવવાનું કામ મુશ્કેલ છે ખરૂં, પરંતુ એક વખત જે મનુષ્ય આવા જીવનનો બરોબર સ્વાદ ચાખી જુએ છે, તે તેનો સદાનો ભક્ત બન્યા વિના રહેતો નથી, એવી તેમાં મઝા અને સ્વાતંત્ર્યસુખ રહેલાં છે. શ્રદ્ધા, ખંત, સહનશીલતા, અને નિડરતાવડે કુદરત દેવીની ઉપાસના કરતે કરતે જેઓનાં જ્ઞાનચક્ષુ ઉપરનાં પડળ એક વખત દૂર થાય છે, તેને માટે આરોગ્યશાસ્ત્ર અને આધ્યાત્મિકશાસ્ત્ર વિષેના સર્વે ગુંચવાડા જતા રહે છે, અને પોતાના અંતરની પ્રેરણાને સ્પષ્ટ રીતે સાંભળતો અને અનુસરતો તે થાય છે. આરોગ્યશાસ્ત્રના અને ધર્મશાસ્ત્રના સૂક્ષ્મમાં સૂક્ષ્મ નિયમોને તે સ્વાભાવિક રીતે અને આનંદથી અનુસરે છે, કારણ કે ખરૂં સુખ અને સ્વાતંત્ર્ય તે તેમાંજ જુએ છે. રોગ—દુઃખ દારિદ્રયની બેડીઓ તેના પરથી આપોઆપ ખરી પડે છે.

જો સાધારણ અને કંઇ પણ શક્તિ વગરના ભૂલ કરે એવા માણસ ઉપર વિશ્વાસ રાખવાથી પણ રોગ મટે છે, તોપછી સર્વશક્તિમાન, સર્વજ્ઞ, અને સર્વદા શિવ (કલ્યાણ) કરનાર પરમેશ્વર કે જેણે જગતને ઉત્પન્ન કર્યું છે ને નિભાવે છે; જે સૂર્ય અને ચંદ્રને ગતિ આપે છે, અને જે દરેક માણસના ભાવિને પોતાના હાથમાં રાખે છે, તેવા ઉપર ભરોંસો રાખે તો કેટલો બધો ફાયદો થાય એ બાબત વિચાર કરો!!

પરંતુ હાલના જમાનામાં આપણે પરમેશ્વરના અસ્તિત્વને તો ધ્યાનમાં લેતા નથી; ઇશ્વરની જરૂરજ આપણને જણાતી નથી. કેટલા બધા દાક્તરો દરદ મટાડવાનો ધંધો લઇ બેઠા છે, અને વિજ્ઞાનશાસ્ત્ર એટલું બધું વધી ગયું છે કે જેથી પરમેશ્વરની જરૂર આપણી કલ્પનામાંએ આવતી નથી! શોક! શોક!

જે લોકો દરદથી પીડાય છે તેમને હું તો કહું છું કે માણસ જાતની શક્તિ ઉપર આધાર નહિ રાખતાં મહાન પ્રભુપર ભરોંસો રાખો, કુદરતના કાયદા કે જે પરમેશ્વરનાજ

કાયદા છે તે કાયદા પ્રમાણે વર્તો, અને જો પ્રભુમાં ખરો વિશ્વાસ રાખશો તો ખચીત તમારાં દુઃખો અને દરદો જલદીથી નાશ પામશે.

ખરેખરતો હાલના બાહ્યાડંબરી અને પૌરાણિક ધર્મ તથા હાલના જુદા જુદા પંથો પરમેશ્વરની પૂજા અને આત્માની ઉન્નતિ માટે જે રીતે ધર્મના સિદ્ધાંતો ચલાવે છે તે રીતે આપણે ઉચ્ચતર સ્થિતિએ પહોંચવાનો સંભવ નથી.

મેં ઘણી વખત બતાવ્યું છે કે પોતાની જાતનાજ માણસોની સહાનુભૂતિ અને કરૂણા-દૃષ્ટિથી દરદીના દર્દમાં ઘણી શાન્તિ મળે છે. ઘણી વખત તો સારા અને યોગ્ય માણસો પોતાના હાથ જો દરદીના દુઃખતા ભાગ ઉપર મુકે છે તો તેજ વખત રાહત મળવા જેવું દરદીને થાય છે. જીસસ ક્રાઇસ્ટ પોતાના હાથ રોગી ભાગપર ફેરવીનેજ લોકોનાં દરદ મટાડતા એ વાત ધ્યાનમાં રાખો. યોગ્ય, શુભેચ્છક અને તંદુરસ્ત માણસો દરદીનાં શરીરને ચોળવાથી, થાબડવાથી અને દુંપવાથી ઘણી વખત આરામ આપે છે. સ્પર્શથીજ તંદુરસ્ત માણસ દરદીના શરીરમાં તંદુરસ્તી દાખલ કરે છે, અને દરદીના શરીરમાંથી દરદ ખેંચી લે છે. છતાં તેમ કરવાથી તંદુરસ્ત માણસને દરદ થતું નથી, પ્રેમ અને દયાનું તે કામ હોવાથી તેને ઉલટો લાભ થાય છે.

જ્યારે કોઇ અંગ ભાંગ્યું હોય અને હાડકું ખસી ગયું હોય ત્યારે બીજા લોકોએ તે તેના મૂળ અસલ સ્થાનમાં બેસારવું જોઇએ, અને તે પછી માટીનું બંધાણુ કે તેવું કંઇ કરવું જોઇએ. વળી બીજી ઘણી રીતે દરદી તરફ માયા બતાવવાથી સારો ફાયદો થાય છે. જો આવી રીતે ખરી માયા બતાવવામાં આવે છે તો કુદરત ઘણી વખત ધાર્યા કરતાં વધારે શાન્તિ અને રાહત આપે છે. આ બધી હકીકત ઉપરથી કોઇએ પોતાની જીંદગી બચાવવાનું અને રોગ મટાડવાનું કામ બીજાને વગર વિચારે સોંપી દેવાનું નથી. આનો અર્થ એવો નથી કે દરેક માણસ પોતે પોતાનો ઉપચારક કે વૈદ્ય થઇ શકે નહિ.

નૈસર્ગિક ઉપચારની પદ્ધતિ હાલમાં બહુ લોકપ્રિય થતી જાય છે. તેને પરિણામે તે પદ્ધતિના હીમાયતીઓ વિરૂદ્ધ દવા વાપરનારા દાક્તરો હુમલા કરે છે અને દલીલ કરે છે કે વૈદકશાસ્ત્ર ( medical science ) ના હિત માટે અમો આવા હુમલા કરીએ છીએ. પરંતુ ખરેખર દરદ ભોગવતા દરદીઓ માટે કોઇ પણ લડત ચલાવતું નથી, પરંતુ હાલનો જમાનોજ આવી રીતે પરમાર્થના નામે સ્વાર્થ સાધવાનો થઇ ગયો છે ! !

દાક્તરો વૈદ્યોની અને નૈસર્ગિક ઉપચારવડે દરદો મટાડવાની પદ્ધતિ વિરૂદ્ધ પોતાથી બને તેટલું કરે છે અને પોલીસની તથા કાયદાની મદદ પણ લે છે. આ પ્રમાણે બીજા લોકની મદદ માગવી તે તેમને માટે બહુ સારૂં કહેવાય નહિ. પરંતુ નેચરોપથી એટલે નૈસર્ગિક ઉપચાર પદ્ધતિને—પોતાની સત્યતાને લીધે આવા હુમલાથી કંઇ ખમવું પડશે નહીં. અને આ લડતના પરિણામે તે વધારે બળવત્તર થશે ત્યારેજ દાક્તરોને પોતાના સ્વાર્થની ખાતર કુદરત તરફ વધારે ધ્યાન આપવું પડશે. અને આ બધી લડતનું છેવટનું પરિણામ એ થશે કે દવા વાપરનાર દરેક દાક્તર નકામા થઇ પડશે અને સૌ સૌ પોતે પોતાના ઉપચારક થવાનું પસંદ કરશે.

અલબત્ત શરૂઆતમાં જે લોકોમાં તે ખરેખર જુસ્સો અને બુદ્ધિ આવી હોય તેમણે બીજા લોકોને કુદરત અને તેની મૃદુ મીઠી વાણી સાંભળતાં અને સમજતાં શીખવવું જોઇએ

અને તેમણે બીજાઓને આ પ્રમાણે શીખવવાથીજ તેઓ બધા સ્વતંત્રતા, સુખ અને તંદુરસ્તી પ્રાપ્ત કરશે, હું જે દરેક જણને શીખવું છું તે ઉપરથી દરેક જણ કોઇ દરદમાંથી મુક્ત થવા માટે થોડા વખત સારૂ અથવા આ પૃથ્વી ઉપરનું ઉત્તમ સુખ મેળવવા સારૂં હંમેશને માટે, કુદરતી ઉપચાર કરવા તજવીજ કરી શકશે. માત્ર તેણે આ પ્રયાસમાં મક્કમ રહેવું જોઇએ અને બીજા દવાના હીમાયતી દાક્તરો કે બીજા સાધારણ લોકો કે સ્વાર્થી પુરૂષોની શીખવણી તરફ ધ્યાન રાખવું જોઇએ નહિ.

## કૃષિ વિદ્યા (ખેતી), ફળફળાદિનો ઉછેર, પ્રાણીવૈદક અને જીવતાં પ્રાણી ઉપર થતા ઘાતકી પ્રયોગો વિષે.

મેં અગાઉ બતાવ્યું છે કે કુદરત પ્રથમ તો બધા લોકોને બીજા પ્રાણીઓની માફક રાજીખુશીથી આપોઆપ ખોરાક આપતી હતી. અને મેં ઘણી વખત બતાવ્યું પણ છે કે માણસો કેવી રીતે કુદરતની આજ્ઞા તરફ બેદરકાર થાય છે,

ખેતીવાડી—કે જેમાં જાનવરોને ગુલામીમાં ઉછેરવાના કામનો સમાવેશ થાય છે તે પ્રથમથીજ એક સજા છે. કુદરતથી દુર થવા માટે થયેલ એ એક શ્રાપ સમાન છે. સખત મજુરી, મહેનત અને ચિંતા એ ત્રણે બાબતો ખેતીવાડીની સાથેજ રહેલાં છે.

" તારે માટે જમીનને પણ શ્રાપ છે. તારે તારી જીંદગી ભર તેમાંથી મહેનત કરીને ખાવાનું છે—" ( બાઇબલના ઉત્પત્તિ પ્રકરણના અધ્યાય ત્રીજાનો શ્લોક ૧૭. ) જમીન ખેડી ગુજરાન કરનારે તો તેથી કોઇ દિવસ સુખ અને શાંતિ અને નિવૃત્તિ ભોગવવાની નથી.

છેલા પચાસ વર્ષમાં ખેતીવાડી સંબંધે ઘણોજ નુકસાન કરનારો ફેરફાર થઇ ગયો છે. નાની નાની જમીનોના ટુકડા એ બધા એકઠા કરી મોટા ટુકડા કરવામાં આવ્યા છે. આવું થવાથી જે નાની જમીનોના ખુણા વગેરે વગર ખેડેલા રહેતા તે હવે ઉપયોગમાં લેવાય છે. અને ઝાડો તથા નાની ઝાડીઓ ન થવા દેવાની તજવીજ થાય છે. કારણ તેમ થવાથી પક્ષીઓને બેસવાની અને તેમની સંખ્યામાં વધારો થવાની સવડ મળતી નથી. અને અલબત્ત પક્ષીઓ પોતાનું ગુજરાન ખેતરોમાંથી ચલાવતા જે વાત પણ ખેડુતોને ઓછી પસંદ છે.

હવે તો ગૌચર જમીન અને નીલી બીડની જગ્યાઓ પણ ખેડાણ થઇ ગઇ છે. જાનવરો અને ખાસ ગાયોને જંગલમાં ચરાવવાનું તેથી કરીને બંધ થયું છે જેથી ગાયો તેમના જન્મથી તે મરણ સુધી એકજ જગાએ રહે છે. અને હરવા ફરવાનું તેમને બંધ થતું જાય છે તે પણ એક ક્રૂરતાજ છે. અને જંગલની શોભા તદ્દન જતી રહી છે. આ બધાંનું કારણ જમીનના માલીકો જમીન અને ખેતીમાંથી જેમ બને તેમ વધારે પૈસા ભેગા કરવા માગે છે એ છે. અને આવાંજ કારણો સર જુદાં જુદાં હથીયારો અને ઓજારો શોધવામાં આવે છે. ઢોરને તબેલામાં ખવરાવવામાં આવે છે તે પણ કુદરતના વિરૂદ્ધ છે. આ બધું પરિણામ માત્ર પૈસા મેળવવા માટેનાં ફાંફાંને લઇને છે. બીચારા ખેડુતોને આખો દિવસ ખેતી કરવામાં તનતોડ મહેનત કરવી પડે છે. અને જ્યારે તે જરા આરામ—થાક ખાવા થોભે છે ત્યારે લીલું જંગલ—ઝાડો—છોડવાની ઝાડીઓ કંઇ તેની આંખને આનંદ આપતું નથી. વળી નાના પ્રકારનાં પક્ષીઓ પોતાનાં મધુર ગીતથી ખેડુતને ઉત્તેજન પણ આપતાં નથી. ખરેખર હાલના ધનાઢ્ય ખેડુતોનું એ જીવન તો બહુ કંગાલ હોય છે. આવી રીતે કુદરત

વિરૂદ્ધ પાક તૈયાર થતો હોવાથી તે વધારે થાય છે તોપણ તંદુરસ્તીને જોઇએ તેટલો ફાયદો કરતો નથી.

આગળ તો ખેડુતો દુધ ઉપર વધારે ગુજરાન કરતા. અને દુધ વધારે પુષ્ટિકારક હતું. હવે તો કેટલાકો માંસાહાર પણ કરે છે તેથી તેમને વધારે નુકસાન થવાનો સંભવ છે. તેઓએ બીજી કેટલીક અકુદરતી ટેવો અને દુર્વ્યસનો ગ્રહણ કર્યા છે. તેઓને પૈસા વધારે મળે તેથી આમ થાય છે. કપડાં લત્તાંની બાબતમાં પણ તેવો જ ફેરફાર થયો છે. અને શરીરને હાનિકર્તા મોજશોખ પણ દાખલ થઇ છે. છોકરા છોકરીઓને વિજ્ઞાનના શિક્ષણ ( scientific education ) માટે હાઇસ્કુલમાં બહુ મોકલવામાં આવે છે. જ્યાં જુઓ ત્યાં ખેતીની નિશાળો, ડેરી, સ્કુલ, અને એવી જુદી જુદી સ્કુલો છે. અને છોકરાંઓને "સુધરેલાં" અને "કેવાયલાં" કરવાની તજવીજ ચાલે છે.

પરંતુ આ બધું છે છતાં ગામડાંના લોકોમાં સુખ પેદા થયું નથી. જુદી જુદી જાતનાં દરદો અને બીમારી કે જે ઘરડાંઓના ખ્યાલમાં પણ નથી તેવાં દરદો પેદા થયાં છે. અને પાપ, દુર્ગુણ અને બિગાડ જ્યાં જુઓ ત્યાં દાખલ થયેલ છે. જે પવિત્રતા પ્રથમ હતી તે જતી રહી છે. અને ગામડાંઓમાં શાંતિ અને સંતોષ હતાં તેનો નાશ થયો છે. આવા સુધારાથી પ્રથમ તો ગામડાંના ખેડુતોની સ્થિતિ સુધરશે એમ માનવામાં આવતું હતું પરંતુ ઉલટું જ્યાં જુઓ ત્યાં ભુખમરો અને તંગી નજરે પડે છે. અને ખેડુતો આ બાબતમાં પોતે પોતાની ભૂલ સમજતા નથી, અને બીજાઓ ઉપર આ બાબતમાં જવાબદારી ઢોળી પાડે છે, અને તેથી રાજ્યને ઘણી તકલીફ વેઠવી પડે છે. આ બધી પીડાનો એકજ ઉપાય છે તેઃ—

## " કુદરત પ્રતિ પુનરાગમન "

પ્રથમ તો ખેડુતોએ દ્રવ્યલોભ અને મોજમજાહ ખાતર સુધરેલી ખેતીના શિક્ષણ તરફ વળવું જોઇએ નહિ. જે પુષ્કળ દ્રવ્ય અને મોજશોખ છે તેથી ઉલટું નુકસાન છે. તેમણે તો " સાદી જીંદગી અને થોડી જરૂરીયાત " તરફ જવું જોઇએ. તોજ તેઓ સુખ અને ફિકર વગર જીંદગી ગાળી શકશે.

ખેડુતો આ વાત લક્ષમાં તરતજ લેશે, એવી આશા રાખવાની નથી. પરંતુ દરેક માણસે—વધારે સુખ, શાંતિ અને સંતોષનો પાયો નાંખવો જોઇએ.

હું ખેડુતોને ભલામણ કરૂં છું કે તેઓએ ફળો પેદા કરવાની તજવીજ કરવી જોઇએ. તેથી ખેતી કરવા કરતાં વધારે આનંદ આવશે.

જ્યારે ખેડુતો ફળો પેદા કરવા તરફ પોતાનું ધ્યાન ખરેખર રીતે આપશે ત્યારે તેમણે પોતાના હિતનું પ્રથમ પગલું ભર્યું એમ કહેવાશે. હાલ તો ગાજર, શલગમ, ભાંગ, ગાંજો, તમાકુ, અફીણની ખેતી કરવામાં તેઓ રોકાય છે ને પરિણામે તેમાંથી દરદ અને દુઃખ પેદા થાય છે. અને આવા પાકમાંથી જે પૈસા પ્રાપ્ત થાય છે તે પાપની મુડી હોવાથી તેનાથી શ્રેય થતું નથી. અનાજને બદલે ફળની ખેતી કરવાથી એક એવા સુધારાની પ્રવૃત્તિને મદદ મળશે કે જેના વડે મનુષ્ય જાત રોગ દુઃખ, અને ચિંતામાંથી મુક્ત થઇ શાંતિ અને સુખ પ્રાપ્ત કરશે. આ રીતે તમાકુ, અફીણ અને અનાજના ઉછેરને બદલે ફળફુલ ઉગાડવાથી પરમેશ્વર પણ પ્રસન્ન થશે અને તેવા ખેડુતોનું તથા તેમને સહાય કરનારનું સર્વ પ્રકારે કલ્યાણ થશે.

વળી દરેક માણુસ જાણે છે કે હાલમાં ફળની ખપત વધારે છે અને તે દિવસોદિવસ કિંમતમાં પણ વધતાં જાય છે. વળી જે લોકોને કુદરતી જીવન અને કુદરતી ઉપચારની પદ્ધતિની ખબર નથી તેઓ પણ ફળો ખાવા તરફ વધારે મન કરે છે, એજ બતાવી આપે છે કે હવે લોકો જાણે અજાણે પણ કુદરતી જીવન તરફ પાછા વળે છે. ફળોની માગણી દિવસો દિવસ વધતી જશે, તેથી જેઓ હાલમાં ફળો ઉછેરવા તરફ રોકાશે અને બીજી બાજુ પોતાની હાજતો કમી કરશે તેઓ ખચીત સુખી થશે. શરૂઆતથીજ સારો ફાયદો મળે તેવી રીતે ફળનો પાક લેતાં લોકોને શીખવી શકાય તેવું છે. કેરી, કેળાં, સીતાફળ, જાંબુ, જામફળ, બોર, શેહતુર, ફણુસ, ટેટી, તરબુચ, કાકડી, કાજુ, મગફળી, કોકાં, બીલાં, નાળીયેર, ખારેક, બપૈયા કે એરંડકાકડી, અંજીર, અનનાસ ઇત્યાદિનું વાવેતર અને ઉછેર એવી રીતે કરવાં કે બારે માસ કોઇ ને કોઈ પ્રકારનો પાક ઉતર્યાજ કરે, અને પહેલાજ વર્ષથી આવક થવા લાગે. આ પ્રમાણે ફળનાં ઝાડ વાવવાથી પહેલેથીજ સારો ફાયદો થઇ કમાઇનો ધંધો થશે. ફળો ઉછેરવામાં પણ કુદરત વિરૂદ્ધ કંઇ કરવું જોઇએ નહિ. દરેક કામ કુદરતની ઇચ્છા મુજબ કરવું તો તરતજ ખરી રીત ધ્યાનમાં આવશે.

" Nuts=નટસ " એટલે બદામ, મગફળી, કાજુ, ટોપરૂં, અખરોટ જેવા સુકા મેવાનાં ઝાડ ઉછેરવાની હું ખાસ ભલામણ કરૂં છું—જંગલ સાથે સંબંધ રાખનારાઓ " Hazelnut—હઝલનટ " ને તો નુકસાનકારક ચીજ ગણે છે. આ ફળ પત્થરવાળી જમીન અને ઉજડ ડુંગરાઉ જમીન ઉપર પણ ઉગી શકે છે. જ્યાં બીજી કોઇ જાતની વનસ્પતિ ઉગતી નથી. છતાં તેવી જગાએ પણ તેને ઉગવા દેવામાં આવતી નથી, જંગલમાં જેવી રીતે બીજાં ઝાડો ઉગાડવામાં આવે છે તેવી રીતે આ ફળને ઉછેરતા નથી. જો કે આ ફળો માણુસ જાતની તંદુરસ્તી અને કૌવતને માટે ઉપયોગી છે. આવી રીતે કુદરત વિરૂદ્ધ વર્તન કરવાથી અને જે ખોરાક શરીરને બહુ ઉપયોગી નથી તેવા ખોરાકનાં ઝાડો ઉછેરવામાં પ્રયાસ કરવામાં આવે છે તો પછી પૃથ્વી ઉપર આટલી બધી દરિદ્રતા અને દરદો જોવામાં આવે છે તેમાં કંઇ અજાયબ જેવું છે કે ?

સુકાં ફળોનાં ઝાડો વાવવાનું શરૂ કરવું જોઇએ તેથી ખેતરો પણ સારાં સુશોભીત જણાશે અને માણુસ જાત પણ સશક્ત અને સુખી નીવડશે.

જુના વખતના લોકો પોતાનાં ભરણપોષણ માટે કુદરત ઉપર આધાર રાખતા હતા. પરંતુ પાછળથી માદક પદાર્થો અને તેવીજ બીજી કુદરત વિરૂદ્ધની ચીજોનો ઉપયોગ કરવા લાગ્યા જેને પરિણામે બધા લોકો દુઃખી અને કંગાલ જેવા થયા છે. જો કે અંદરનો બિગાડ જાહેરમાં ભૂલ ભરેલા ચળકાટના સ્વરૂપમાં દેખાય છે.

માણુસ જાતની કુદરત વિરૂદ્ધ આટલી બધી લડત છે છતાં કુદરત પત્થરની જગા અને ડુંગરો ઉપર સુકાં ફળો ( નટસ—Nuts ) નાં ઝાડ આપોઆપ પેદા કરે છે. એટલે જે સારી જગા અને ખેતરોમાં નકામાં અને નુકસાનકારક ઝાડો ઉગાડવામાં આવે છે તેને બદલે જો સુકાં ફળો ઉગે તો થોડા વખતમાં માણુસ જાતને માટે જોઇએ તેટલાં ફળો મળે, કે જેના ઉપર માણસોના ખોરાકનો ખરો આધાર છે. સુકાં ફળો બારે મહીના ખાઇ શકાય છે. જો ઉપર મુજબ માણુસના ખોરાક માટે જોઇએ તેટલાં ફળો ( Nuts ) મળી શકે તો પછી

નકામી હાજતો અને ચિંતામાંથી દૂર થઈ શકાય તેવું છે એ શું માણસો જોઈ શકશે નહિ ?

દરેક જણે તેટલા માટે ખાનગી અને જાહેર જગામાં ફળોનો પાક થાય તેવી તજવીજ કરવી જોઈએ. ઉપર સુકાં ફળો ( Nuts ) ને માટે જે જે કહ્યું તેજ ( Berries ) બોર જેવાં ફળોને લાગુ પડે છે. આવાં ઝાડો તરફ માણસે સારી લાગણી ધરાવવી જોઈએ. ગામડાના લોકો જેઓ પોતાના કુટુંબના ભલા માટે ઇચ્છા રાખે છે, જેઓ ખોટી મોટાઈ માગતા નથી, જેઓ ખરૂં સુખ લેવા અને શાંતિ ભોગવવા માગે છે. તેઓ આ પ્રમાણે ફળોના પાક તરફ લક્ષ આપશે તો સુખી થશે. આમ કરવાથી તેને થોડી જમીન ખેડવાની જરૂર પડશે. વધારાની જમીન વેચી નાંખી શકાશે. વળી ભાડે મજુરો લાવવા પડશે નહિ. તેમજ જાનવરોની પણ બહુ જરૂર પડશે નહિ. આ પ્રમાણે સાધારણ જ્ઞાનથી પણ ખેડુતો જેઓ સુખી થવા માગતા હશે તેઓ ફળના પાક તરફ દોરાશે તો જમીન ઉપર સ્વર્ગ પેદા કરી શકશે.

માણસ જાતની જાનવરો તરફ પણ કેટલી પવિત્ર ફરજ છે. જાનવરો પણ પ્રભુએ બનાવ્યાં છે તો તેઓ માંદાં હોય ત્યારે તેમના ઉપર દયા કરવી જોઈએ. પરંતુ હમણાં તો પ્રાણીઓ જો કે માણસને દરેક રીતે મદદ કરે છે તોપણ ઉપર બતાવ્યા મુજબ તેમને કુદરત વિરૂદ્ધ રીતે અને ગુલામીમાં ઉછેરવામાં આવે છે. આ બાબતમાં પણ ખરો રસ્તો બતાવવા અમને પ્રભુ શક્તિ આપે એવું ઇચ્છીએ છીએ. જાનવરોમાં પણ ઘણાં દરદો તો ખેતીની ખોટી રીત અને તબેલામાં ગોંધી મેલવાથી થાય છે. જો માણસ જાતને જાનવરોની માફક હરફર કરી શકે નહિ તેવી રીતે બાંધી મેલવામાં આવે અને તેને પોતાના મળની ખરાબ વાસ શ્વાસમાં લેવાની ફરજ પાડવામાં આવે તો આપણે માણસ જાત ઉપર બહુજ જુલમ કરીએ છીએ એમ શું નહિ કહેવાય ? માણસો આ પ્રમાણે પ્રાણિઓ વિરૂદ્ધ પાપ કરે છે તો પરમેશ્વર તેનો બદલો કેમ ન આપે ? જાનવરોને તેટલા માટે ખુલ્લી હવામાં ફરવા દેવાં જોઈએ અને બધેજ તબેલાઓમાં રાખવાં જોઈએ નહિ. સામાન્ય ગોચર જમીન રાખવાની પદ્ધતિ ફરી દાખલ થવી જોઈએ તેમ ન બની શકે તો દરેક ખેડુતે પોતાની કેટલીક જમીન ગોચર તરીકે રાખવી જોઈએ કે જ્યાં તેનાં ઢોર હરીફરી શકે. અને ઘણાં દરદોમાં તો માત્ર ખુલ્લી જમીનમાં હરવાફરવાથી જાનવરો સારાં થશે. અને વરસાદની વખતે તો ખાસ જાનવરોમાં તંદુરસ્તી વધે છે. અને ચામડી, પગ અને ફેંફસાના દરદોમાં જાનવરોને સુકાં ખડના દબાણમાં અથવા જમીનમાં દાટવાથી તેમજ રોગી પ્રાણી પર પાણીનો ફુવારો થોડીવાર છાંટવાથી (short douches) અને બસ્તીકર્મથી પણ ફાયદો થાય છે. જ્યારે જાનવરોને તબેલામાં લાવવામાં આવે ત્યારે ત્યાં ખુલી હવા તથા અજવાળું હોવું જોઈએ. અને તેમનો મળ—છાણ વગેરે દરરોજ ઉપાડી નંખાવવો જોઈએ.

જાનવરોને ખુલી હવામાં ચરવા મેલ્યા પછી તેમની સંભાળ રાખવાની જરૂર નથી. તેઓ પોતાની પ્રેરણાબુદ્ધિ મુજબ વર્તન કરશે. જ્યારે ઘોડા બીમાર હોય ત્યારે નાળો પગ માંથી કાઢી નાંખીને જંગલમાં ચરવા મુકવા જોઈએ.

જાનવરોને સરદી થવાની બીક રાખવી જોઈએ નહી. અને ખુલ્લી હવામાં રહેવા દેવાં જોઈએ અને શીયાળામાં જ્યારે બરફ પડતો હોય ત્યારે પણ થોડો વખત ખુલ્લી હવામાં રહેવા દેવાં જોઈએ.

ખરીનાં અને મોંઢાનાં દરદો ઘણુંખરાં તો જાનવરોને તબેલામાં રાખવાથીજ થાય છે. ખુલ્લી હવામાં જાનવરોને ખાવાનું મળતું હોય તો તેઓ આવા દરદમાંથી થોડા વખતમાં મુક્ત થાય છે. પણ આ દરદો માટે જાનવરના દાક્તરો અને સરકારને તો ઘણી તકલીફ ઉઠાવવી પડે છે.

ચરવા માટે છુટી જમીન અને લીલું ઘાસ તથા શીયાળામાં સારૂં સુકું ઘાસ, તથા ગાજર, મહીયા, યા ગોતુ, અને એવો બીજો ખોરાક જાનવરોને આપવો જોઇએ. સુકું ઘાસ કરવા માટે લીલું ઘાસ હાલમાં બહુ મોડું કાપવામાં આવે છે. મોડું થવાથી ઘાસ બહુ પાકી જાય છે. એટલે ઘાસ વહેલું કાપવાથી તે જાનવરોને માટે બહુ ફાયદાકારક થશે. અને બીડમાં વધારે વખત ઘાસ કાપવાની સવડ થતાં ઘાસ પણ વધારે કપાશે.

હાલમાં ઘોડાઓને વધારે ચણા ખવરાવવાથી તેમનામાં દેખીતું તો વધારે જોર આવે છે, પરંતુ આ કારણથી તેમને વધારે દરદ થવાનો સંભવ છે. અને જે જાનવરો લીલું અને સુકું ઘાસજ બારે માસ ખાય છે તેને ઓછાં દરદો થાય છે. દાખલા તરીકે ઉંટ, બકરી, ગાય વગેરેને બહુ ઓછાં દરદ થાય છે; ઘોડાઓને પણ તેજ પ્રમાણે લીલું તાજું અને સુકું ઘાસ, મહીયા, ગાજર અને બીજા તેવાજ ચારા ઉપર રાખવાં જોઇએ. અને ખુલ્લી જમીનમાં ચરવાનું મળે તો બહુ સારા ઘોડા થશે. સ્ટેપીસ ( Steppes ) ના ઘોડા જુઓ તો કેવા સારા અને કૌવતવાળા દેખાય છે ત્યાં તેઓ તંદુરસ્ત અને કૌવતવાળા થાય છે. શરૂઆતમાં મુશ્કેલી પડશે પણ તેથી નાઉમેદ થવું જોઇએ નહીં.

કપડાંથી માણસોને કેટલું નુકસાન થયું છે તે મેં બતાવ્યું છે. તો પછી ઘોડાઓને કામળીઓ ઓઢાડવામાં આવે છે તે તદ્દન નુકસાનકારક છે.

ઘોડાઓ અને બીજાં પ્રાણીઓનાં દોડવાથી કે શ્રમ કરવાથી શરીર ગરમ થયાં હોય ત્યારે અથવા તેમને વરસાદમાં ઉભાં રહેવાનું હોય ત્યારે તેવે દરેક પ્રસંગે તેમને કામળીઓ કે બીજાં કપડાં ઓરાઢવાનો રિવાજ તદ્દન ખરાબ છે. ઘોડાઓને તો કદી કપડાં ઓરાઢવાં કે વિંટાળવાં ન જોઇએ. ઘોડાઓને પણ હવાથી કદી હાનિ થતી નથી. જ્યારે મનુષ્યો પોતે ઠંડી હવાથી બ્હીવાનું તદ્દન છોડી દેશે, અને શરીર તપેલું હોય ત્યારે પણ હવા અને પવનના સપાટામાં શરીરને ખુલ્લું શાન્ત ચિત્તે રાખતા થશે ત્યારેજ ઘોડાઓને પણ ઠંડી હવાથી હાનિ થવાની ભ્રાન્તિ અને ભય તેમનાં દૂર થશે.

ઘોડા વગેરે પ્રાણીઓને સખ્ત શરદી લાગ્યાની ઘણીક વાતો લોકોને મોંઢે આપણે સાંભળીએ છીએ. પરંતુ તેનું કારણ માત્ર એટલુંજ છે કે, મનુષ્યોની માફક પ્રાણીઓ પણ કૃત્રિમ—કુદરત વિરૂદ્ધ જીવન ગાળે છે ( તેમના માલીક મનુષ્યો તેમને ફરજ પાડે છે ) અને તેને પરિણામે જ્યારે શરદી થાય ત્યારે ઉપાય પણ ઉલટા અને કુદરત વિરૂધ્ધના કરવામાં આવે છે. મનુષ્યને અગર પ્રાણીને શરદી કે શ્લેષ્મવિકાર થઇ આવે ત્યારે તો ખુલ્લી હવામાં ચરવાની ખાસ જરૂર સાબીત થાય છે.

ઘોડા બળદ અને એવાં બીજાં પ્રાણીઓને ખાસી કરવાનો રિવાજ મનુષ્યોને ન છાજે તેવી ક્રુરતા અને અન્યાય યુક્ત છે.

આ સ્થળે જીવતાં પ્રાણીઓ ઉપર કરવામાં આવતા ઘાતકી પ્રયોગની હેવાનીયત વિષે બે શબ્દ લખવાની જરૂર છે. બીચારાં નિર્દોષ, ઉપયોગી, અને નિમકહલાલ પ્રાણીઓ જેવાં કે કુતરા, ગાય બળદ વાછરડા, ઘોડા તેમજ જનાવરો જેવાં કે વાંદરા, સસલાં, "ગીની પીગ્સ," ઉંદર,

દેડકાં વગેરે ઉપર અત્યંત ઘાતકીપણું "સાયન્સ"ના બાના હેઠળ ગુજારવામાં આવે છે. તેમની આંખો, જીભ, હોજરી, યકૃત, રક્તાશય કે 'હાર્ટ,' મગજ ઇત્યાદિ અવયવો પ્રાણીઓનાં શરીરમાંથી જાગૃત અવસ્થામાં કાપી કાઢવામાં આવે છે અને વળી પાછળથી તે કેટલીક વખત ફરી સીવી લેવામાં આવે છે. પ્રાણીઓના શરીરમાંથી અમુક અમુક અવયવો કાપી કાઢી લેવાથી અથવા અમુક નવા અવયવો ઉમેરવા—ચોંટાડવાથી, તેમના શરીરમાં રોગના જંતુઓ અથવા દવાઓ દાખલ કરવાથી વગેરે હેવાનીયત, અન્યાય, અને રાક્ષસી ક્રુરતાથી ભરેલા નિર્માલ્ય અખતરા (જેને ઇંગ્રેજીમાં "વિવિસેક્ષન" Vivisection કહે છે તે) કરવાથી શું શું ફેરફાર, અસર કે રોગો પ્રાણીઓનાં શરીરમાં થાય છે તે જોવામાં આનંદ માનવામાં આવે છે. અને પોતાની આવી ઘાતકી વૃત્તિને સંતોષવા ખાતર લોકો તેમને ધિક્કારી ન કાઢે માટે તેઓ પ્રજાને એમ સમજાવવા મથે છે, અને કેટલેક અંશે ફાવી પણ જાય છે, કે તેવા પ્રયોગોથી મળતું જ્ઞાન મનુષ્ય જાતને બહુ ઉપયોગી છે. પરંતુ આ એક ગંભીર જુઠાણું છે.

જો 'સાયન્સ' અથવા વિજ્ઞાન મનુષ્યને ઉન્નત બનાવનાર હોય તો પછી તેના આગેવાન ગણાતા પ્રોફેસરો આવા નીચ ઘાતકી અખતરામાં ભાગ લેઇ શકે જ નહિ. મનુષ્યના હૃદયમાં ઉઠતી સર્વે પવિત્ર અને ઉન્નત લાગણીઓને કચરી નાખનાર આ "વિવિસેક્ષન" જેવી બીજી કોઇ ચીજ નથી.

આવા ઘાતકી અખતરાને આધારે બનાવવામાં આવતી ઝેરી ગંદી રસીઓ—વેક્સીન્સ, ઍન્ટી ટૉક્સીન્સ ઇત્યાદિ અને અનેક પ્રકારની વિલાયતી દવાઓએ મનુષ્ય જાતને કુદરત વિરૂદ્ધના કૃત્રિમ અને પાપી જીવન તરફ દોરી છે, અને તરેહવાર ગંભીર રોગોની ભોગ બનાવી વિચિત્ર જાતની સામાજિક અને રાજકીય ગુંચવણોમાં સપડાવી છે. નિર્દોષ મુંગાં પ્રાણીઓ ઉપરના અકથ્ય ઘાતકીપણાના પાપનો આ કંઇક અંશે જુજ બદલો છે; જેમાંથી બચવાનો એકજ માર્ગ એ છે કે પ્રજાએ એમ સમજતા થવું કે તંદુરસ્ત રહેવા માટે, થયેલા રોગો મટાડવા માટે, તેમજ સુખી સંતોષી દીર્ઘાયુષી જીવન ગાળવા માટે નિર્દોષ મુંગાં પ્રાણીઓ ઉપર ઘાતકી અખતરા કરવાની મુદ્દલ જરૂર નથી, પણ ફક્ત કુદરત માતાની મીઠી વાણી, અંતરમાં ઉઠતી સાદુ જીવન ગાળવાની સ્ફુરણા કે પ્રેરણા, લક્ષ દેઇને સાંભળી તે પ્રમાણે ચાલવાનીજ અગત્ય રહેલી છે. તેમ નહિ કરતાં ઉપર કહ્યા તેવા ઘાતકી અખતરા, સાયન્સની શોધો, અને તેને આધારે બનતી દવાઓ અને શસ્ત્રક્રિયાઓનો આશ્રય લેવા જતાં પરિણામ ઘણુંજ ભયંકર આવે એ નિઃસંશય વાત છે.

## શારીરિક અને માનસિક કામ, ફળફુલનો ઉછેર તથા રમત ગમત વિષે.

અગાઉ ઘણીવાર કહેવામાં આવ્યું છે કે માંદા માણસની સૌથી મોટી અને પહેલી જરૂરીઆત શારીરિક અને માનસિક વિશ્રાંતિ છે. આ નિયમને આપણે હમેશાં વળગી રહેવું જોઇએ. જગતમાં જોઇએ છીએ તો દરેક માંદુ પ્રાણી વિશ્રાંતિજ શોધે છે.

પરંતુ મગજનું કામ—મગજમારી—કરનારાઓએ ધીરે ધીરે પોતાને એવી તો અસ્વસ્થ, બેચેન, અને ઉશ્કેરાયલી હાલતમાં લાવી મુકેલા હોય છે કે તેઓના મગજને વિશ્રાંતિ અપાવવા ખાતર શારીરિક પરિશ્રમ, અંગ મહેનત, તેમની પાસે કરાવવાની જરૂર પડે છે. મનની અસ્વસ્થતા કે વિશ્રાંતિ જે વધારે અગત્યની બાબત છે તે મેળવવા ખાતર અંગમહેનત કરાવવાની આ રીતે જરૂર પડે છે.

પૂર્વેના સારા જમાનાઓમાં——સત્યયુગ કે સુવર્ણયુગમાં——મનુષ્યોને આજના જેટલું શારીરિક કે માનસિક વૈતરું કરવું પડતું નહોતું. પોતાના ઉચ્ચ આધ્યાત્મિક જીવનમાં, પ્રાણી માત્ર તેમજ પરમેશ્વર પ્રતિના અનન્ય પ્રેમ અને ભક્તિમાં તેમને પોતાની જીંદગીનું સાર્થક્ય, આનંદ અને સુખ જણાતાં હતાં તેથી વર્તમાન કાળનો જીવન કલહ ( Struggle for existence ), પૈસા માટેનાં વલખાં, ઈર્ષા અને વેર, અને તેને લીધે કરવું પડતું ગદ્ધા વૈતરું તે જમાનામાં નહોતાં. તે વખતનાં મનુષ્યોનાં જીવન સુંદર, રસિક, પ્રેમમય, અને તેજસ્વી હતાં. ક્ષણિક ઐહિક સુખોની પાછળ ભટકવાને બદલે અધિક સ્થાયી માનસિક અને આધ્યાત્મિક આનંદોમાં નિમગ્ન બની સુખી અને સંતોષી જીવન તેઓ ગાળતાં હતાં. તે વખતના લોકો નિસર્ગદેવી–કુદરત માતાની ગોદમાં નિશ્ચિંતપણે સુખમાં બાળકોની માફક ખેલતાં હતાં. આવા નૈસર્ગિક જીવનને ગુમાવી કુદરત વિરૂદ્ધની કૃત્રિમ જીંદગી આપણે જે હાલમાં ગાળતા થયા છીએ તેમાંથી આધુનિક વૈજ્ઞાનિક અને બુદ્ધિજન્ય શોધો આપણો કાંઈજ ખરો ઉદ્ધાર કરી શકે તેમ લાગતું નથી. હાલની 'સાયન્સ' એટલે વિજ્ઞાનની શોધો ગુમાવેલું સ્વર્ગીય સુખ આપણને મેળવી આપી શકશે નહિ. ઉલટું તેવી શોધો મનુષ્યોને આડે માર્ગે જવામાં અને પોતાના જાત ભાઈઓનો સંહાર કરવામાં મનુષ્યોને પ્રેરવા કારણભૂત બની છે.

હાલના કૃત્રિમ જીવનથી, અને શુષ્ક માનસિક અને નાસ્તિકતાપૂર્ણ વૈજ્ઞાનિક કેળવણીથી મનુષ્ય જાત ઉન્નતિક્રમમાં ખરેખર કાંઈજ આગળ વધી નથી. ઉલટું પાપી વિષયભોગમાં અને અન્ય દુરાચારોમાં મનુષ્ય જાત વધારે ને વધારે ફસતી જાય છે, અને પૈસા તથા તે વડે મળતાં એશઆરામ અને મોજશોખ તથા ચમનબાજી ભોગવવા પોતાની જ્ઞાનેંદ્રિયો તથા કર્મેન્દ્રિયોનો દુરૂપયોગ કરવા તરફ, તથા કુદરતી પ્રેરણાઓ અને અંતઃકરણનાં સ્ફુરણો–અવાજોનો અનાદર કરવા તરફ વધારે ઢળતી જાય છે; અને સાત્વિક બુદ્ધિના અને આત્માના આવા અંધારકારમાં અથડાતાં મનુષ્ય જાત ઘણીક બાબતોમાં પશુઓ કરતાં પણ વધારે દયાપાત્ર દશાને પહોંચી છે. જો મનુષ્યો પોતાની અધોગતિ આંખ ઉપરનાં માયાનાં આવરણ ખસેડી નાંખીને બરાબર જોઈ શકે તો પછી હાલની નાસ્તિક, શુષ્ક અને માત્ર ઐહિક એશઆરામનેજ પોષનારી કેળવણી, વિજ્ઞાનની શોધો, અને બુદ્ધિ વિકાસનું ખોટું અભિમાન રાખતાં અચકાય, અને શનૈઃ શનૈઃ સત્ય માર્ગે પર આવવા લાગે.

સ્વર્ગને ગુમાવી દીધા પછી, અને સુવર્ણ કે સત્યયુગનો અંત આવી ગયા પછીજ હાલની "મજાઓ" તથા "સાયન્સ અને સુધારાના આશીર્વાદો અને ફાયદા" વગેરે મળવાનો આરંભ થયો હતો. હાલની રેલ્વે, તાર, સ્ટીમર, વિમાન, વિદ્યુત અને રસાયનની અનેક શોધોએ આપણામાં ખરા મનુષત્વ કે દૈવત્વના અંશો કે લક્ષણોનો ઉમેરો વા વધારો કર્યો હોય એમ જણાતું નથી, ઉલટું જે ભોગવવાથી પરિણામે દુઃખ અને અવનતિ થાય તેવા મોજ અને વિલાસોમાં આપણને મશગુલ કરવામાં આવી શોધો અને સાધનોએ ઘણું કર્યું છે. જેને લીધે વિગ્રહો, આપઘાત કરનારની સંખ્યા, ઉન્માદ, અપંગતા, અશક્તિ, અલ્પાયુષ અને રોગો હદ ઉપરાંત વધી ગયાં છે. દારૂ પીવાથી જેમ ક્ષણિક જુસ્સો અને લહેજત આવી પછીથી નિર્બળતા અને ઉદાસી આવે છે, તેમ હાલની "સુધરેલી" મોજશોખોનો કેફ પણ ક્ષણિક આનંદ આપી આખરે બહુ કડવો અનુભવ કરાવે છે.

મેં પ્રથમ બતાવ્યું છે કે બીમારીની વખતે આરામ શાંતિની જરુર છે. જાનવરો પણ માંદગીમાં આરામ ખોળે છે–માનસિક કામ કરનારા હાલ તો એટલી બધી ઉશકેરાયલી અને

નવરાશ વિનાની સ્થિતિમાં આવી પડ્યા છે કે તેમને શાંતિ આપવા માટે શારીરિક ક્રિયા કરવાની સલાહ આપવી પડે છે કે જેથી તેમનાં મનને શાંતિ મળે. પ્રથમ હાલના જેટલી માણુસોને શરીરની કે મનની હાડમારી ન હતી.

એક બીજા તરફ અને પ્રભુ તરફ પ્રેમની લાગણી હોતાં જીવન આનંદમય હતું અને એક જાતની શાંતિ તેમના જીવનની આજુબાજુ છવાઇ રહેલી જણાતી. કુદરતી જીવનમાં પ્રથમ કંઇ મહેનત કે હાડમારી ન હતી તેમાં માત્ર આનંદ અને સુખ હતું. અને કુદરતી સ્થિતિમાંથી દુર જવાથી જે સુખ ગુમાવ્યું છે તેનો બદલો હાલની મોજશોખ અને શાસ્ત્રીય જીંદગીથી વળી શકે તેવું નથી. હાલની જીંદગી તો જીવીએ ત્યાં સુધી થાક લાગે તેવી થઇ પડી છે. માણુસ જાત પોતે કેળવણીથી અને બુદ્ધિબળથી, અકુદરતી જીવનમાં આગળ વધેલ છે. પરંતુ ખરેખર તો દુર્ગુણ અને લોભમાં વધારે નીચે ઉતરેલ છે. અને કુદરતથી વિમુખ થઇને સુધારાના કહેવાતા આશીર્વાદ અને મોજશોખમાં પડે છે. આ બધા કહેવાતા સુધારાથી-રેલવે, ટેલીગ્રાફ, ટેલીફોન વગેરેથી જે આનંદ છે તે પણ અકુદરતી જીંદગીને બંધબેસે તેવો છે. દારૂ પીવો, તમાકુ વાપરવી, એ બધી ખરેખર આનંદ આપનારી વસ્તુ નથી. ઉલટું તેનાથીજ છેવટ શરીરને નુકશાન છે. જે કંઇ કોઇ માણુસના શરીરને નુકશાન કરતા હોય છે તે કોઇપણુ રીતે શરીરને ફાયદાકારક અને આશીર્વાદ તરીકે હોઇ શકેજ નહી. આટલી બધી માનસિક મહેનત અને ખંત રાખતાં છતાં આપણી જીંદગી કેવી નિરસ લાગે છે! આપણી કેળવણીને પ્રતાપે કેટલા બધા ફિક્કા ચહેરા અને તાલવાળા માથાવાળા વિદ્વાનો જોવામાં આવે છે. ખરૂં ડહાપણુ જતું રહ્યું છે અને તે શાસ્ત્રીય જ્ઞાનથી મેળવાઇ શકયું નથી.

વર્તમાન કાળમાં મનુષ્યો આટલી આટલી મગજમારી, માનસિક પરિશ્રમ અને ઉદ્યોગ સેવે છે, છતાં માનવ જીવન હાલમાં કેટલું અનુત્પાદક, નિષ્ફળ, પોકળ, નિરસ, કંટાળા ભરેલું અને અસંતોષી જણાય છે!! પેટ ભરવા ખાતર લેખકનો ધંધો કરનાર હાલના કોઇ સાહિત્યસેવક તરફ નજર કરીશું તો તે ફિક્કા નિસ્તેજ ચહેરા, નિર્બળ શરીર અને ટાલ પડેલા શિરવાળો હોઇ નિશ્વાસ નાંખતો હોય છે કેઃ—"ઓ પૂર્ણિમાના શિતલ શશિ! આ મેજ પર બેઠે બેઠે મેં કેટલીએ મધ્યરાત્રિએ તને આકાશમાં ઉંચે ચઢતો જોયો છે, તેજ તું શું મારી અંતિમ દુઃખદ અવસ્થાનું દૃશ્ય સ્વસ્થપણે વિલોકી શકીશ?! ઓ ઉદાસિન રજનીકાન્ત! હમેશાં તું મને પુસ્તકો અને કાગળો ઉપર વાંકો વળી બેઠેલો જોતો આવ્યો છું, પરંતુ તેમ કર્યા વિના મારો ઇલાજ નહોતો. ભવ્ય ગિરિશૃંગો પર તારી દિવ્ય રશ્મિઓ વડે વિંટળાઇને ઉભા રહેવા, વિદેહી મહાત્માઓના સંગે ગિરિકંદરગુહાઓમાં ભમવા, વનવાટિકા અને લીલાં ખેતરોમાં પવનપર સ્વાર થઇ ઉડવા, તથા હાલના શુષ્ક વિદ્યાહુન્નરની ગુંગળાવનારી ધુમસમાંથી મુક્ત થઇ જયાં સુવાસિત શિતલ ઝાકળબિંદુઓ ઉડી રહ્યાં હોય ત્યાં તન-મન-હૃદયને ઠારવા હું તલસી રહ્યો છું."—(જર્મન કવિ ગીથેના "ફૉસ્ટ" ઉપરથી.)

How has true wisdom been lost more and more, in spite of all scientific education, how have men grown worse and more corrupt with it! At the most we find much hollow show among men today, much external glitter,, without heart culture, and without inner worth, no humility but much pride, and haughtiness, but——no happiness.

**ભાવાર્થ:**—હાલમાં વૈજ્ઞાનિક શિક્ષણ અપાય છે, છતાં ખરૂં જ્ઞાન અને સાચી વિદ્યા આપણામાંથી કેવાં વધારે ને વધારે અદશ્ય થતાં જાય છે, અને 'સાયન્સ'ના શિક્ષણનો મનુષ્યના સંહારમાં ઉપયોગ કરનાર રાક્ષસો જેવી અધમતાને પ્રજા કેવી પામતી જાય છે તે આપણે જોઈ શકીએ છીએ. હાલમાં મનુષ્યોમાં ખાલી આડંબર, બહારનો બહુ ઝળકાટ, અને હૃદયની કે પવિત્ર ભાવનાઓની શૂન્યતા, આંતર વિકાસ કે સંગીનતાનો અભાવ, નમ્રતાનું નામનિશાન નહિ પણ તેને સ્થાને અત્યંત અભિમાન અને ઘમંડ, અને આ બધાને પરિણામે વાસ્તવ સાત્વિક સુખની બાબતમાં તો મોટું આમળા જેવડું મીંડું જોવામાં આવે છે.

જો કે એ વાત ખરી છે કે આપણે બધા એકદમ હાલની મગજમારી મૂકી દેવા અને શાળાઓના શિક્ષણથી વિરક્ત રહેવા તૈયાર નથી; પણ ફક્ત ધીમે ધીમેજ કુદરત માતાના વિમલ માર્ગ પર આવી શકીએ તેમ છે. છતાંએ એટલું તો આપણે સમજતા થવુંજ જોઇએ કે હદ ઉપરાંત માનસિક પરિશ્રમ અને અશાન્તિ, અન્ય સર્વ વાતો કરતાં, શરીરના આરોગ્ય, ઇહિ લૌકિક સુખાનંદ, અને અંતરની શાંતિનાં વિરોધી અને વિનાશક છે.

આપણી અક્કલ અને બુદ્ધિને લીધે પ્રાણીવર્ગ કરતાં આપણે ચઢીયાતા ગણાઇએ છીએ, પરંતુ કુદરત માતા તરફથી મળેલી આ દૈવી બક્ષીસોમાં કૃત્રિમ અને અસ્વાભાવિક રીતે ઉમેરો અને સુધારો કરવા જતાં જે હોય છે તેને પણ આપણે ગુમાવી બેસીએ છીએ. બહુ મગજમારીનું પરિણામ બુદ્ધિની જડતા, મૂઢતા અને પાગલપણામાં આવેલું શું આપણે ઘણીવાર જોતા નથી ? ફરીથી એકવાર મનુષ્યોને કુદરતી નિયમાનુસાર જીવન ગાળવા દો, અને પછી જુઓ કે પુનઃ તેમની માનસિક અને આધ્યાત્મિક શક્તિઓ કેવી અદ્દભુત રીતે ખીલી નિકળે છે !

પરંતુ હાલમાં તો મનુષ્યો મૂર્ખતાથી અને આંધળા બનીને પોતાનું આરોગ્ય અને સુખ જે રીતે ગુમાવે છે તે જોતાં તો પશુઓના કરતાંએ તેમનામાં ઓછી અક્કલ અને વધારે મૂર્ખતા હોવાનું અનુમાન થઈ શકે છે. આવું દુઃખદ પરિણામ આવતું અટકાવવા માટે શાળામાં અને વ્યાખ્યાનસ્થાનમાં, અમલદારોની ઑફીસોમાં અને વેપારીઓની પેઢીઓમાં ઉઠાવવો પડતો માનસિક શ્રમ જેમ બને તેમ ઓછો કરી નાંખવો જોઇએ, અને તે માટે જે જે ઓછી અગત્યની, અથવા જેના વગર નિભાવી શકાય તેવી બાબતોને કાઢી નાંખવી જોઇએ. આજ કારણસર દૈનિક અઠવાડીક વર્તમાનપત્રોનું વાચન જેમ બને તેમ ઓછું, અગર તો મુદ્દલ બંધ, કરી દેવું જોઇએ. પરંતુ અન્ય સર્વ બાબત કરતાં આપણી ઉછરતી બાલપ્રજાનાં કુમળાં મગજપર શાળાઓમાં અને પાઠશાળાઓ (કૉલેજો)માં નાંખવામાં આવતો વધારે પડતો બોજો કોઇપણ ઉપાયે કમી કરવાને પ્રયત્નશીલ બનવા હું સર્વે જનહિતેચ્છુઓને વિનંતી કરૂં છું.

જે બાબતો આપણા આચરણમાં કે જીવનમાં આપણે ઉતારી ન હોય, કે ઉતારવા અંતરમાં તીવ્ર આતુરતા ન રાખતા હોઇએ તે બાબતો વિષેની ખાલી વાતો, વાદવિવાદ, લખાણ બંધ થવાં જોઇએ; તથા જેનાથી સ્પષ્ટ રીતે આપણાં જીવનો ઉચ્ચ બનવાનો સંભવ ન હોય તેવી બાબતોના અભ્યાસ, મનન, અને શોધ ખોળ પાછળ શક્તિ તથા સમયનો ફોકટ વ્યય થતો અટકાવવો જોઇએ; અને તેને બદલે આદર્શ નૈસર્ગિક જીવનની વધારે સમીપ જઈ, કુદરત માતા પાસેથી મળતા નિર્દોષ આનંદો અને મઝાઓનો લ્હાવો લેવો જોઇએ,

મનુષ્ય માત્ર તરફ સંપૂર્ણ ભ્રાતૃભાવવાળો સંબંધ રાખવો જોઇએ, અને તે રીતે શરીર, મન, અને આત્માની ખરી નિરામયતા અને ઉન્નતિ પ્રાપ્ત કરવી જોઇએ. કારણ કે શ્રીકૃષ્ણ પરમાત્મા પણ કહે છે કે—

**"परस्परं भावयंतः श्रेयः परम वाप्स्यथ ॥"**

પુસ્તકોના પઠન દ્વારા ઉદરપોષણ પ્રાપ્ત કરવાની ઉમેદવાળા વિદ્યાર્થિઓ તથા પાંડિત્યની પાછળ રાત્રિદિવસ દોડનાર વિદ્વજ્જનો, જેઓનાં મન સતત કૃત્રિમ વિકાસ અને અવિશ્રાંત પરિશ્રમને લીધે દુઃખદ બેચેની કે અશાંતિવાળાં બની ગયાં હોય તેમને ભલા, ભોળા, મહેનતુ અને વગર ભણેલા ખેડુતો કે મજુરોની સોબતમાં નિખાલસ મનથી થોડો વખત ગાળવાની ભલામણ કરવાનું મને મન થાય છે. એમ કરવાથી આવાં સરળ મહેનતુ મનુષ્યોનો સંગ અને વાતચીત કેવાં શાન્તિદાયક અને દિલપસંદ હોય છે, અને તેમાં દિલ ઉશ્કેરનારાં અને વૃત્તિને ચંચળ કરનારાં તત્ત્વોનો કેટલો અભાવ હોય છે તેનો સ્વાનુભવ થશે. વળી વર્તમાન કાળનાં જ્ઞાનતંતુનાં અને સમસ્ત શરીરનાં વિધવિધ દરદોનું મુખ્ય કારણ ક્યાં રહેલું છે તે પણ સમજી શકાશે.

હાલની પાશ્ચાત્ય વૈજ્ઞાનિક કેળવણીએ મનુષ્યોને અગાઉના કરતાં અધિક જ્ઞાની કે ઉચ્ચતર બનાવ્યા નથી. તેથી પુસ્તકપાઠી-ભણેલા લોકોએ નિરક્ષર મનુષ્યો કરતાં પોતાને ચઢીયાતા ગણવાનો ઘમંડ રાખવાનું કાંઇજ કારણ નથી. કારણ આવી મગરૂરી પોતાનેજ નુકશાન કરે છે. માટે મનુષ્યોએ નિરભિમાની અને નમ્ર પુનઃ થતાં શીખવું જોઇએ, અને નિરક્ષર માનવબંધુઓ તરફ સમભાવથી વર્તવા માંડવું જોઇએ કે જેથી વાસ્તવ આરોગ્ય તેમને જડશે અને મળશે.

પ્રાચીન જમાનાઓમાં લોકો આત્માના નિર્દોષ અને કલ્યાણકારક આનંદો શોધતા અને વધારતા હતા તેને બદલે વર્તમાન કાળના કહેવાતી સંસ્કૃતિના જમાનામાં ઇંદ્રિય સુખોને શોધવામાં આવે છે, અને મોટે ભાગે ઐહિક મોજમઝાનાં જ સાધનો વધારવામાં આવે છે, જેનો જેમ જેમ વધારે ઉપભોગ કરવામાં આવે છે તેમ તેમ તેને ભોગવવાની ઇચ્છા ઉલટી વધતી જાય છે, અને તે રીતે અંતરમાં હમેશાં અશાન્તિજ રહ્યા કરે છે. આપણાં હાલનાં ઘણાં ખરાં પુસ્તકો મુખ્યત્વે કરીને માનસિક અસ્થાયી આનંદ આપવા લેવાનો ખાતરજ લખાય અને વંચાય છે. તેથી ઘણીવાર એવું જોવામાં આવે છે કે હદ પારના તેવી જાતના વાચનથી પોતાના શરીર અને આત્માનું અકલ્યાણ કે હાનિ થાય છે એમ જાણવા અનુભવવા છતાં પણ તેવું વ્યસન મનુષ્યો છોડી શકતાં નથી, અને તેમનાં મનને તૃપ્તિ કે શાન્તિ તે વાચનથી નહિ મળવાથી **"अशान्तस्य कुतः सुखम्"** અર્થાત અશાન્ત મનુષ્યને કદી સુખ મળતું નથી એ ભગવાન કૃષ્ણચંદ્રનાં વચનો તેમની બાબતમાં સત્ય ઠરે છે. આવી રીતે સુખનાં ને શાન્તિનાં ફોકટ વલખાં મારતાં વર્તમાનકાળનાં મનુષ્યો હિસાબો, ગણત્રીઓ, અવલોકનો તથા નિરીક્ષણો, અને શાસ્ત્રીય શોધખોળોમાં રચ્યા પચ્યા રહેવામાંજ આયુષ્ય વ્યતીત કરે છે. આને બદલે જો મનુષ્યો કૃત્રિમ હાજતોનો ત્યાગ કરી કુદરતી નૈસર્ગિક જીવન ગાળવાનું શરૂ કરશે તો વધારે શાન્તિ અને નિર્દોષ સુખનો લ્હાવો તેમને મળવા લાગશે. ખુરશી, કોચ, કે પલંગમાં પડે પડે પુસ્તકોજ લખવા વાંચવા પાછળ શારીરિક પરિશ્રમ વિનાનાં જે જીવન હાલમાં ઘણા લોકો ગાળે છે તેને બદલે હળ ઝાડને ઉછેરવાની તથા

પોતાની સર્વે હાજતો બને તેટલી પોતાની જાતેજ પુરી પાડવાની ટેવ રાખવાથી સરળ, દિવ્ય, સ્વાતંત્ર્યપૂર્ણ, નૈસર્ગિક જીવન પ્રાપ્ત થશે અને આ દુનિયાં તે સ્વર્ગભૂમિ બની રહેશે.

હાલમાં નિશાળો અને પાઠશાળાઓમાં કસરતો અને ક્રિકેટ–ટેનીસ–હૉકી–પોલો–બિલિયર્ડ–ફુટબૉલ આદિ રમતો દરરોજના કાર્યક્રમનું અંગ બની ગઇ છે. પરંતુ તેવી રીતે વળવા, અમળાવા, તણાવા, ખેંચાવા, દોડવા, કુદવા, અને ગુલાંટો ખાવામાં સ્વાભાવિકતા નહિ હોવાથી તે કૃત્રિમ પરિશ્રમ બહુ ફલપ્રદ નિવડતો નથી. વળી તે ઘણો ખરચાળ અને જોખમભરેલો પણ છે. તેનાથી કોઇ ઉપયોગી કામ થતું નથી. તેને બદલે ફળ ઝાડને ઉછેરવામાં, તથા પોતાના શરીરની દરરોજ આવશ્યક હાજતો પુરી પાડવામાં, અને જે બીજાઓથી અશક્તિને લીધે તેમ ન બની શકતું હોય તેમને સહાય કરવામાં તે શક્તિને ખરચવાથી તે પરિશ્રમ આરોગ્ય, આનંદ, આયુષ્ય અને નિર્મલ સુખને વધારનારો થઇ પડે છે.

હાલની કસરતો અને રમતગમતો જોકે શરીરમાં કૃત્રિમ રીતે બળનો વધારો કરી શકે છે, પરંતુ તેવું બળ અને ખરૂં આરોગ્ય એ બે તદ્દન જુદીજ ચીજો છે. પહેલવાનો, સરકસના ખેલાડીઓ, અને મલ્લ લોકો બહુ દીર્ઘાયુષી જોવામાં આવતા નથી, ઉલટું તેઓમાંના કેટલાએ ક્ષય રોગથી નાની ઉમરમાં મરી જતા, અથવા તો પેટના, પેશાબના કે મગજના કોઇ ને કોઇ વ્યાધિથી તેમની ઉત્તરાવસ્થામાં પિડાતા જોવામાં આવે છે.

હાલમાં વળી શરીર સુધારવા કે કસરત કરવા માટે 'બાઇસીકલ' પર બેસવાનો શોખ વધતો જાય છે, પરંતુ તેટલી અસ્વાભાવિક ઝડપે હવામાંથી પસાર થવા માટે જો મનુષ્યને બનાવવાની કુદરતની ઇચ્છા હોત તો સરજનહારે મનુષ્યોને શાહમૃગ જેવા પગ કે ગરૂડ જેવી પાંખોજ આપી હોત. પરંતુ તેવું કાંઈ કુદરતે કરેલું નહિ હોવાથી એજ ખરૂં અનુમાન નીકળી શકે છે કે તેટલી બધી દોડધામ કરવાની માણસને જરૂર નથી, તેમ કરવું એ આરોગ્ય કે સુખને વધારનાર નથી. એક સ્થળેથી બીજે સ્થળે જતી વખતે સીધા ટટાર રહી ચાલવા માટે ઇશ્વરે મનુષ્યને નિર્માણ કર્યો છે, તેને બદલે મનુષ્ય બેવડો વળી જઇને સંકોચાઇને 'બાઇસીકલ' પર બેસે છે, અને તેને સુધારાનું એક લક્ષણ ગણે છે.

'સુધારા' ની અન્ય શોધોની માફક લોકોએ બાઇસીકલને પણ ઘણાજ પ્રેમથી વધાવી લીધી, પણ પાછળથી તેનાં નુકશાનો ધીમે ધીમે લોકોને સમજાવા લાગ્યાં છે. વળી બીજા ઘણાકો બાઇસીકલથી એટલા માટે કંટાળવા લાગ્યા છે કે તે યંત્ર તેમને બહુ મંદ ગતિવાળું હવે લાગે છે; અને હવે તો રાક્ષસી ઝડપે હવાની અંદર દેશો અને ખંડો ઉપર થઇને ઉડવાના અભિલાષ તેમને થવા લાગ્યા છે. શાન્ત, સુરમ્ય, એકાન્ત ઉપવન, પર્વત, કે જંગલના રસ્તે ધીમે ધીમે ફરવાથી બાઇસિકલની સહેલ અને ક્રિકેટ આદિ વિદેશી રમતો કરતાં અનંત ગુણ અધિક વિકાસ શરીર, મન, અને આત્માનો થાય છે, અને અપૂર્વ આરોગ્ય પ્રાપ્ત થાય છે.

શારીરિક મહેનત એ કુદરતી મહેનત છે કે નહી એવો સવાલ થાય છે. માણસે Paradise સ્વર્ગને ગુમાવ્યું છે તેથી તેણેજ સ્વર્ગ પુનઃ પ્રાપ્ત કરવું જોઇએ. એટલે જો શારીરિક મહેનત નુકશાનકારક હોય તો તેને હમેશાં નુકસાન થયા કરે અને તેથી સ્વર્ગ ફરી મળવાનું પણ અશક્ય થાય. આપણા ખેડુતોને અને મજુરોને જે ગદ્ધા વૈતરૂં આખું વરસ કરવું પડે છે. તે તો કોઇ માણસને માટે લાયક કે સ્વાભાવિક નથી એ વાત તો ચોકસ છે.

ફળોના પાક કરવાથી સારી અને તંદુરસ્ત શારીરિક કસરત મળે છે. ફળોના પાકથી

માણુસ જાતને ખરો ફાયદો થાય છે, અને તંદુરસ્તી તેમજ સુખ મળે છે. ભવિષ્યમાં દરેક માણુસે પોતાનાં જોઇતાં ફળોનાં ઝાડ પોતેજ ઉછેરવાં જોઇએ–કે જેથી દિવસે દિવસે ફળો ઉછેરવાનું કામ ફક્ત પૈસા કમાવાનું સાધનજ ન ગણાય. જો કોઇ માણુસ વધારે ફળો પેદા કરી શકે તો પોતાને જોઇતાં હોય તેથી વધારેનાં બીજાને આપે કે દોસ્તોને ભેટ આપે. તેમ કરવાથી ખરો આનંદ આવે છે. ફળો ઉછેરવામાં જે મહેનત કરવી પડે છે તે ખરેખર તંદુરસ્ત, આનંદ ઉપજાવે તેવી હોય છે, તેથી શરીરને પણ ફાયદો થાય છે. જો આપણે વસ્તુસ્થિતિ બરાબર સમજીએ તો આપણી ખાત્રી થાય છે કે જે કુદરતને અનુકૂળ તેજ ખરી અને ઉત્તમમાં ઉત્તમ બાબત હોય છે. અને તેથી માણુસને ફળો ઉત્પન્ન કરવામાં કરવી પડતી મહેનત વિવિધ જાતની કસરતો અને રમતો કરતાં વધુ લાભકારક અને ઉન્નતિ કરનાર જણાય છે. અને જો પોતે તેવી મહેનત કરી શકે તેમ ન હોય તો બીજા જે દોસ્તો અને સગાં મહેનત કરતાં હોય તેમને મદદ કરવી જોઈએ. આ બાબતમાં પણ ભૂલ ભરેલા લોક મતની દરકાર ન કરતાં આ કામમાં જોડાવું જોઇએ. અને તેટલા માટે સ્વતંત્ર અને નિડર માણુસોની પ્રથમ જરૂર છે. વેપારીઓ અને તેવાજ બીજા ઉચ્ચ ધંધાદારીઓ થોડી જમીન લઈ તેમાં ફળો ઉત્પન્ન કરવાનો ધંધો ઉત્પન્ન કરે તો શું ન બને ? આવા ધંધાથી નફો તેમજ તંદુરસ્તી મળે તેવું છે. આવી જગાએ કસરત–અંગ મહેનત કરવાની તક મળશે એટલુંજ નહિ પણ ઉઘાડે પગે ફરવા તથા હવા અજવાળામાં રહેવાની પણ તક મળશે.

આવી રીતે જોઇતો ખોરાક તરતજ મળશે અને તેથી બીજી હાજતો પણ ઓછી થતાં થોડા વખતમાં જીવન શાંતિમય થશે. આવા લોકો આ જમાનાના શોખ અને આનંદો, લખલુટ ખર્ચવાળાં કપડાંલત્તાં વગેરે પડતાં મૂકશે. અને પરિણામે તેઓ સ્વતંત્ર થશે, અને તેમનાં છોકરાં પણ સ્વતંત્ર ધંધા શીખશે. આ પ્રમાણે સગાંસ્નેહીઓને પણ મદદ આપી શકાશે.

આવી રીતે ગરીબ લોકો પણ કુદરત તરફ જઇ શકશે. કારણુ ધનવાનો ફળની ખેતી કરનાર ગરીબ લોકોને જમીન લેવા વ્યાજે પૈસા ધીરશે અને જમીનની કીંમત પણ ચડતી જશે. હાલની મુખ્ય જરૂરીઆત એ છે કે લોકોએ મોટાં શહેરમાંથી જતાં રહેવું જોઇએ. કારણુ બધું અકુદરતી અને તમામ જાતનાં દરદોનું મૂળ શહેરોમાંથી ઉત્પન્ન થાય છે. શહેરથી દુર ગામડાંમાં રહી શકાતું હોય તો ઉત્તમ. ગામડાંમાં કરકસર અને સાદાઇથી રહી શકાય છે, પરંતુ જો આવી કોઇ જગા મળી શકતી હોય તો જંગલ જ્યાં કુદરતનું સૌંદર્ય હોય તેની નજીકમાં ખોળવી જોઇએ. ત્યાંજ તેનું ખરૂં ઘર છે કે જ્યાં તેની ઘણી ઘણી ઇચ્છાઓ શાંત થશે.

ઉપર બતાવ્યા મુજબની સ્વચ્છ અને ઉમદા કુદરતી જીવનવાળી જીંદગી બનાવવા માટે દોસ્તો અને સાથીઓની જરૂર પડશેજ કારણુ પ્રથમ તો માણુસને બીજા માણુસો માટે પ્રેમ અને મૈત્રીની લાગણી પેદા કરવી જોઇએ. તે સિવાય તે કંઇ પણ મેળવી શકશે નહી. અને તેના સિવાય તે સુખી પણ થઇ શકશે નહી. આ પ્રમાણે માણુસ જાતે કુદરત તરફ ધીમે ધીમે કંઇપણ એકદમ ફેરફાર કર્યા વગર શાંતિથી જવું જોઇએ જર્મન સુવિખ્યાત કવિ **ગીથી**ના એક મહાકાવ્યનો નાયક ડૉ. ફૉસ્ટ–પોતે દરેક જાતની વિદ્યા ભણ્યા છતાં સુખ અને શાન્તિ મેળવી શકયો નહિ. અને નિશ્વાસ નાંખતાં તથા કલ્પાંત કરતાં બોલ્યો કેઃ—

" I've studied now Philosophy
And Jurisprudence, Medicine——

And even, alas! Theology,——
From end to end, with labour keen,
And here, poor fool! with all my lore
I stand, no wiser than before.

*        *        *        *

And see that nothing can be known!
*That* knowledge cuts me to the bone."

**ભાવાર્થ:**—"મેં તત્ત્વજ્ઞાન, ન્યાય અને ધારાશાસ્ત્ર, વૈદક, અને હાય! ધર્મશાસ્ત્રોનો પણ અભ્યાસ આદિથી અંત સુધી, સખ્ત પરિશ્રમ લેઇ કર્યો છે, છતાં મારી સર્વે આવડત અને હોંશીયારીએ મને અગાઉના કરતાં જરાએ વધારે સત્ય જ્ઞાન આપ્યા વગર મને દયાપાત્ર મૂર્ખજ રાખ્યો છે, અને મને જણાય છે કે સર્વે કાંઇ અગમ્ય અને અજ્ઞેયજ છે, અને આજ જ્ઞાન કે ભાન મારૂં અંતર કોરી ખાય છે."

વિદ્વાન ડૉક્ટર ફૅાસ્ટની ઉંમર માત્ર ત્રીસ વર્ષની હતી, એટલે તે જુવાન ગણવા લાયક હતો, છતાં શરીરે અને અંતરે તે કેવળ રોગી તેમજ દુઃખી હતો. પછીથી મેફીસ્ટોફેલીસના વેશે આવેલા શેતાનને શરણે ફૅાસ્ટ જાય છે. એટલે શેતાન ફૅાસ્ટને સુધરેલા ગણાતા જમાનાના વિષયભોગો, મોજમઝાઓ, અને ચમનબાજીઓનો રસ લગાડે છે, અને કોઇ કોઇ વાર માયાવી દ્રશ્યો તેને દેખાડે છે, પરંતુ તેથી ફૅાસ્ટને ખરી શાન્તિ કે સંતોષ મળતાં નથી, પણ નવી નવી ઇચ્છાઓ તેના અંતરમાં કીડીયારાંની માફક ઉભરાય છે તેથી તે નિશ્વાસ નાંખતો ઉદ્ગાર કાઢે છે કે:—

" Thus in desire I hasten to enjoyment,
And in enjoyment pne to feel desire."

**(ભાવાર્થ)** "તૃષ્ણા કે વાસનાને વશ થઇ ભોગ ભોગવવા હું ધસું છું, અને તેજ વખતે વળી પાછો ભોગવાસનાને ઉત્તેજિત કરવાને તલસું છું." **મનુ** ભગવાને પણ કહ્યું છે કે

**नजातु कामः कामानामुपभोगेन शाम्यति ।**
**हविषा कृष्ण वर्त्मेव भूय एवाभि वर्धते ॥**

**(ભાવાર્થ)** "વિષયભોગ ભોગવવાથી કામનાઓ કે વાસનાઓ શમી જતી નથી, પરંતુ ઘીની આહુતિ આપવાથી જેમ અગ્નિ ઉલટો વધારે સળગે છે તેવીજ રીતે ભોગથી તૃષ્ણાઓ પણ ઉલટી વધે છે."

કામનાઓ બહુ વધી જવાથી, અને તે સંતોષવાનાં પ્રાપ્ત સાધનો નિરસ લાગવાથી ફૅાસ્ટને પોતાનું જીવન શુન્યવત્ લાગવા માંડે છે. તે વખતે, જેમ દારૂ પીવાથી દુઃખી માણસ થોડા વખત સુધી પોતાનાં દુઃખો વિસરી જાય છે તેમ, ફૅાસ્ટને જીંદગીમાં નવી મઝા જણાવા લાગે તે માટે એક પ્રકારની જાદુઇ ઔષધી પાવાની દરખાસ્ત મેફીસ્ટોફેલીસ (સેતાન) કરે છે. અને તે હેતુ પાર પાડવા માટે તેને એક જાદુગર ડોશી પાસે લેઇ જાય છે, જેને જોઇને ફૅાસ્ટને કંટાળો ઉપજે છે અને કોઇ અન્ય ઉચ્ચતર ઉપાય માટે પુછે છે કે:—

" Has Nature, then, and has a noble mind
Not any potent balsam yet invented?"

"શું કુદરતમાતા–નિસર્ગ દેવીએ તેમજ ઉમદા મગજ શક્તિએ દુઃખોને દફે કરનારો કોઈ સમર્થ રામબાણુ ઉપાય નથી શોધી કહાડ્યો ?" આ પ્રશ્નનો પ્રત્યુત્તર નીચે પ્રમાણે કવિભૂષણુ **ગીથી** આપે છેઃ—

"Good! the method is revealed
Without or gold or magic or physician.
Betake thyself to yonder field,
There hoe and dig as thy condition;
Restrain thyself, thy sense and will
Within a narrow sphere to flourish;
With unmixed food thy body nourish;
Live with the ox as a brother, and think it not a theft
That thou manur'st the acre which thou reapest;
That, trust me, is the best mode left,
Whereby for eighty years thy youth thou keepest!"

**(ભાવાર્થ)** "બરાબર! ડાક્તર કે વૈદ્ય, મંત્ર કે જાદુ, ધન કે ખર્ચ સિવાયનો ઉપાય ઇશ્વર કૃપાએ જડી આવ્યો છે. સામે દેખાતા ખેતરમાં જા અને ત્યાં કોદાળી અને પાવડાથી કામ કર; આત્મસંયમ રાખ અને બહુ બાથોડીયાં મારવાનું (મહત્વાકાંક્ષા) મૂકી દેઇ તારી સમજશક્તિ અને સંકલ્પ બળને પરિમિત ક્ષેત્રમાંજ વધવા દે; અમિશ્ર ખોરાક એટલે ફળાહાર વડેજ તારા શરીરને પોષ; ગાય બળદ જેવાં ખેતીનાં સહાયક પ્રાણીઓ સાથે મિત્રતાથી વર્ત, અને જે જમીનમાંથી તું પાક લે છે તે જમીનને તુંજ જાતે ખાતર પુરૂં પાડે તેને હલકું કામ ગણીશ નહિ; મારા ઉપર વિશ્વાસ રાખીને માન કે **એંશી વરસ સુધી જુવાની ટકાવી રાખવાનો આજ સર્વોત્તમ માર્ગ બાકી રહ્યો છે!"**

આટલું છતાં વર્તમાનકાળનાં ફેશનનાં ગુલામ બનેલાં અન્ય મનુષ્યોની માફક ફૉસ્ટ જવાબ આપે છે કેઃ—

"I am not used to that; I cannot stop to try it——
To take the spade in hand and ply it;
The narrow being suits me not at all."

"મ્હને એવું જીવન ગાળવાનો મ્હાવરો નથી; હાથમાં કોદાળો લેઇને કામ કરવાનો પ્રયત્ન કે અજમાયશ મારાથી બની શકે તેમ નથી; નાના ક્ષેત્રમાં જીવનવ્યવહાર ચલાવવાનું મને મુદ્દલ માફક આવે તેમ નથી." જો એમજ હોય તો અફસોસ તમારે અને મનુષ્ય જાતને માટે!!

જો કે માણસે જોગી થઇ જવાનું નથી તો પણ તેણે એકાંત પસંદ કરી ત્યાં સગાં કે સ્નેહીઓની સાથે શાંત જીંદગી ગાળવાની તજવીજ કરવી જોઇએ. વગર રાંધેલાં ફળો–કે જે જીવનથી ઉભરાતો ખોરાક કહી શકાય તેના ઉપર તેણે પોતાનો બાંધો રચવાનો છે કે જેથી તેનામાં ઉમદા વૃત્તિઓ પેદા થશે.

મોટા મોટા ફીલસુફો જેઓએ ઉપરની વાત ધ્યાનમાં લીધી નથી તેઓએ ખરૂં તારણુ મેળવવાનાં ફાંફાંજ માર્યાં છે.

હું ચેતવણી આપું છું કે બીમાર માણસોએ પણ શારીરિક મહેનત કરવાની તે બળ અબળનો વિચાર કરીને માફક આવે તેવી રીતે કરવાની છે; અને પોતાના કૌવત પ્રમાણે કરવાની છે. દરેક કેસમાં સંભાળથી માફકસર મહેનતનું પ્રમાણ ઠરાવવું જોઈએ. હાલમાં માણસો—ગરીબ કે તવંગર પોતાની હાજતો અને વાસનાઓ વધારતાં જાય છે, એક મળ્યું કે બીજું વધારે લેવાની ઇચ્છા કરે છે.

મનુષ્યો મોજશોખનાં વધારેને વધારે સાધનો માગે છે; પોતે મોટામાં ખપવા વધારે ને વધારે મથે છે; પોતાનો ધંધો રોજગાર વધારે ને વધારે વિશાળ કરવાના વિચારમાં નિમગ્ન રહે છે; અને જેમ બને તેમ વધારે ધન કમાવા માથાતોડ મહેનત કરે છે; અને આવી આવી રીતે પોતાનાં છોકરાંને વધારે ચઢીયાતી વૈજ્ઞાનિક કેળવણી તથા વેપાર ઉદ્યોગોનાં સાહસો માટે વધારે મોટી પૈસાની થાપણો કે ભંડોળ વારસામાં આપી જવાની ઉમેદો રાખ્યા કરે છે. પરંતુ આ બધું કે જેને માટે મનુષ્યો અવિશ્રાંતપણે પ્રયત્નશીલ રહે છે, "They are treasures which moth and rust corrupt," તે નશ્વર અને ક્ષણભંગુર છે; એ સંપત્તિ આપણને અને આપણી સંતતિને હમેશાં ચિંતા, રોગ અને વિપત્તિમાં ડુબાવનાર છે.

પરંતુ જ્યારે મનુષ્ય કુદરત માતા—નિસર્ગ દેવીની સમીપ જતો જાય છે ત્યારે એની કામનાઓ અને જરૂરીઆતો ઓછી ને ઓછી થતી જાય છે, પોતાના સુખ અને ઉન્નતિનો આધાર બહારને બદલે પોતાની અંદરની સામગ્રી ઉપર રાખતો તે થાય છે, અને તેથી શારીરિક કે માનસિક હદપારનું વૈતરૂં હમેશાં કર્યાજ કરવાની તેને ફરજ પડતી નથી.

અને પછી કુદરતમાતા—નિસર્ગદેવીની સાથે વધારે ગાઢ સંબંધમાં આવીને ચઢીયાતી પરિસ્થિતિ અને ઉચ્ચતર કાર્ય ક્ષેત્રોમાં સુખ માણતો અને પોતાના જાતિ બંધુઓ અને પરમેશ્વરની સેવામાં નિમગ્ન રહેતો થાય છે. અને પોતાના પોકળ, નિષ્ફળ, અને અસંતોષી જીવનથી ઉપજતાં નિરાશા અને વિષાદ થોડા વખત માટે વિસરી જવા ખાતર બધો વખત મજુરીમાંજ મંડયા રહેવાની તેને જરૂર પડશે નહિ. અને આ રીતે વળી બીજાઓને મળતી વધારે નવરાશ અને સુખ મનુષ્યોનાં મનમાં શક, શંકા કે ઈર્ષા ઉત્પન્ન નહિ કરે, કારણ કે કે તે નવરાશ અને સુખ કોઇ અનીતિ ભરી કે પાપમય પ્રવૃત્તિથી મેળવેલ હોતાં નથી.

હાલ તો મહેનત—મજુરી ફરજીઆત અને વૈતરા કે શ્રાપ સમાન થઇ પડી છે. અને તેનું કારણ એ છે કે કૃત્રિમ એશઆરામનાં અને શોખનાં સાધનો, કીર્તિ, ધન સંપત્તિ, ચમનબાજી વગેરે આવશ્યક અને ખાસ જરૂરી ગણાવા લાગ્યાં છે, અને તેથી તેમને મેળવવા માટે મનુષ્યોને માથાતોડ મહેનત, મગજમારી અને ઉંધાં ચતાં, દગા ફટકા વગેરે અનીતિના અવળા માર્ગે ઉતરવું પડે છે. પરંતુ આ સર્વેની અસારતા સમજીને તેના તરફ ઉપેક્ષાવૃત્તિ રાખીને જ્યારે મનુષ્યો કુદરતમાતાના પ્રબોધેલા નૈસર્ગિક જીવનને માર્ગે ચાલવા લાગશે ત્યારે તેમને હાલના જેટલી દોડધામ, ધમાલ, ફિકરચિંતા અને અસ્વસ્થતાને વશ વર્તવું નહિ પડે. અને તેથી ઉપર કહેલી નાશવંત સંપત્તિ અને મોજશોખનાં સાધનો મળે કે નાશ પામે તેથી તેમને વ્યામોહ કે મનોવિકાર નહિ જણાય. આ રીતે અનેક આત્માઓ મોક્ષને માર્ગે પ્રયાણ કરતા, આ લોકની ક્ષણભંગુર અને અવનતિકર સંપત્તિને બદલે દૈવી સંપત્તિની પ્રાપ્તિમાંજ સુખ માનતા, તથા આ લોકમાં અને આ દેહેજ સ્વર્ગના નિર્મલ આનંદો ભોગવતા થશે. કારણ કે ધર્મશાસ્ત્રોમાં પણ કહ્યું છે કેઃ—

"Unto him who knocks each door unlocks;
And he who seeks, shall find."

**" यं यं चिन्तयते कामं तं तं प्राप्नोति निश्चितम् "**

## કુંટુંબ–ઘર–દેશ.

કુટુંબ એ નાનામાં નાની સંસ્થા છે કે જેમાં લોકો જોડાય છે, અને લગ્નની ગાંઠથી ધર્મ અને રાજ્ય તે સંસ્થાને બંધાયલા કાયમ રાખે છે. પણ આ બહારનું બંધન શું હમેશાં સુરક્ષિત છે? અથવા તો તે કુદરતનું બાંધેલું છે? હાલમાં કામ, તૃષ્ણા, પૈસા અને એવી હલકી વૃત્તિઓથી માણસો લગ્નમાં જોડાયલા જોવામાં આવે છે. ખરો પ્રેમ તો ગેરહાજર હોય છે. ઘણી વખત 'પ્રેમ' એક જાતનો વિષયાવેગજ હોય છે, અને તે વિષયવાસનામાં ઉછરેલ અને નીચ સ્વાર્થવૃત્તિપર સ્થપાયેલ હોય છે. આવો જુસ્સો કે પ્રેમ બીજી જાતિના પુરૂષ કે સ્ત્રી તરફ દોરાય છે. આવો જુસ્સો થોડા વખતને માટે હોય છે, અને તેને ધર્મ કે રાજ્ય ચાલુ નિભાવી શકતાં નથી. તેથી લગ્નથી ઘણી વખત જાહેરમાં શાંતિ અને અંદર ખાનેથી ઘણું દુઃખ જોવામાં આવે છે. લગ્નની ગાંઠને બહારથી બહુ સખ્ત કરવામાં આવે છે, છતાં ઘણી વખત તે ગાંઠથી જોડાયલાં સ્ત્રી પુરૂષ એક બીજાને વફાદાર નીવડતાં નથી. લગ્નના સોગન અને કરાર તોડીને સ્ત્રીથી ઘણા પુરૂષો જુદા પડે છે, અથવા તો વ્યભિચાર કરે છે.

જીસસ ક્રાઇસ્ટે કહ્યું છે કે "જે માણસ વિષયની ઇચ્છાથી કોઈ પણ સ્ત્રી તરફ જુએ છે તે વ્યભિચાર કરે છે એમ કહી શકાય."

જેમ જેમ માણસો કુદરત તરફ જશે તેમ તેમ તેઓ ખરા પ્રેમથી વાકેફ થશે. ખરો પ્રેમ જીતવાની અને કબજો મેળવવાની ઇચ્છા રાખતો નથી. તે તો આપવાની અને તેમ કરીને મેળવવાની ઇચ્છા રાખે છે. ખરો પ્રેમ તો નિર્મળ, મીઠો, અને ખરૂં સુખ લાવનાર છે, અને તેનાથી તંદુરસ્તી પણ સારી રીતે વધે છે. અને આવી પ્રેમની ગાંઠ તો પ્રભુથીજ હમેશને માટે બંધાય છે.

જ્યારે છોકરાંઓ કુદરતી જીવન ગાળતાં શીખશે ત્યારે તેમનામાં પોતાના સોબતીઓ માટે અને મા બાપને માટે ખરો પ્રેમ ઉત્પન્ન થશે અને કુટુંબ ખરેખર સુખ રૂપ થશે. હાલમાં તો કુટુંબની ગાંઠ જ્યાં જુઓ છો ત્યાં દિવસો દિવસ તુટતી જાય છે. હાલની વૈજ્ઞાનિક કેળવણી, જીવનનાં સાધનો માટેના કાવાદાવા, અને ગુજરાનની હાજતો વધતી જવાથી આવી ગાંઠો નબળી પડતી જાય છે. છોકરાંઓને ઘણી વખત નાની ઉંમરમાંજ પોતાનાં મા બાપથી જુદાં પડવું પડે છે. મા બાપ અને છોકરાં, ભાઇઓ અને બહેનો વચ્ચે દેશો અને મહાન મહાસાગરોનો અંતર પડે છે. પરંતુ બહુ દુર હોવા છતાં ઘણી વખત મા બાપને મળવા, ભાઇ બહેનને મળવા, 'ઘેર' જવાની ખાસ ઇચ્છા મનુષ્યને થાય છે. જ્યારે ઇચ્છા થાય છે તો પછી માણસો પ્રેમની ગાંઠ કેમ તોડે છે? ખરેખર તો આ તો કુદરતનો અવાજ છે અને તેને આપણે માન આપવું જોઇએ. માણસો કુદરતી જીવન ગાળશે તો તેમની હાજતો બહુ ઓછી થશે અને તેથી તેમને પરદેશ જવાની વિંટંબણા વેઠવી પડશે નહિ અને પોતાનાં સગાંઓથી જુદા પડવાની જરૂર રહેશે નહિ. માણસ રખડતું પ્રાણી નથી. (Man is no bird of passage and no Norway rat) જ્યાં તે જન્મે છે

ત્યાંજ તેનું ઘર છે અને કુદરત તેને ત્યાંજ રહેવા માગે છે. પોતાનાં રહેવાનાં ઠેકાણાં પણ શા માટે વારંવાર બદલવાં જોઇએ ? કુદરતમાંજ સારી જગોએ સૌએ પોતાનાં ઘરો બાંધી રહેવું જોઈએ કે જ્યાં તેમનું ગુજરાન કુદરતી રીતે ચાલે કે જેથી પોતાનું ઘર મુકવાની જરૂર રહે નહીં. જુદાં જુદાં કુટુંબ મળીને આપણો સમુહ થાય છે કે જેની પ્રજા બને છે અને તેમનો 'દેશ' હોય છે. અને પોતાના પૂર્વજોના દેશને તું પણ વળગી રહે એવી, વહાલા વાંચનાર, મારી ઇચ્છા છે. કારણ કે કવિ Schiller કહે છે કેઃ—

" To the land, so deer, of thy fathers, hold fast.
Adhere to it with all thy heart, my son."

આવી રીતે કુદરતી જીવન ગાળનારા ખરેખર સ્વદેશપ્રેમી હોય છે. અને સ્વદેશપ્રેમ મોટાં લશ્કરો કે જાહોજલાલીથી રહેતો નથી, પરંતુ સંતોષ અને સાદાં જીવનથી રહે છે. જે પ્રજા કુદરત સાથે ગાઢ સંબંધમાં પોતાને મૂકે છે, તેજ પ્રજા ફક્ત લડાયક પ્રજાઓ અને ટંટાખોર પાડોશીઓથી પોતાનું સંરક્ષણ સારી રીતે કરવાનું સામર્થ્ય ધરાવે છે. નવા મુલકો ખાલસા કરવાના લોભી લોકોથી પોતાનો બચાવ કરવા અને પોતાના હક અને આદર્શો સાચવવા તે પ્રજા શક્તિવાન થાય છે.

## આદર્શો અને કવિતા.

હાલમાં મનુષ્યજાત ઉચ્ચ આદર્શો વિનાની છે. હમેશાં તે તો આર્થિક લાભ તરફ જુએ છે. હું જે ઉચ્ચ પુરૂષાર્થ પ્રબોધું છું તે શિક્ષણથી લોકોમાં ઉચ્ચ વિચારો પેદા થશે પણ આપણે પોતાના દાખલાથીજ ખરી રીતે એ નૈસર્ગિક જીવનના પ્રચાર માટે કામ કરવું જોઇએ અને તેમાં ખોટો દેખાવ થવો જોઇએ નહિ. આ કામ એ ખરેખર મહાન અને પવિત્ર કામ છે અને તેમાં કોઇએ ખોટો દેખાવ કરવો જોઈએ નહિ. જેઓ સાંભળવા કે ધ્યાન દેવા ખુશી ન હોય તેમની પાસે ઉભા રહી શીખામણ આપવાની જરૂર નથી. આ બાબતમાં બુમો પાડીને અને ખોટો દેખાવ કરીને શીખામણ આપવાની જરૂર નથી.

ખરાં કાવ્યના નમુના (Poetry) તો હાલમાં જોવામાં આવતાં નથી. જ્યાં ત્યાં વિજ્ઞાનશાસ્ત્ર આગળ વધી ગયું છે, અને લોકો માત્ર આર્થિક લાભ જાળવવા તૈયાર થયા છે તેથી કવિતાની રસિકતા જતી રહી છે. હોમરકૃત "ઇલીયડ" અને "ઓડેસી" "કિંગઆરથર અને રાઉન્ડ ટેબલ" "ધિ હોલી બાઇબલ" શ્રી રામાયણ, મહાભારત, શકુંતલા, વગેરે મહાકાવ્યો ખરાં અને મનન કરવા જેવાં છે. આવાં અને બીજાં કાવ્યોમાં ખરો રસ અને ચાતુર્ય તથા ઉત્તમ બોધ રહેલાં છે. આ બધી કવિતાઓ જ્યારે જડવાદી વિજ્ઞાનશાસ્ત્રનો જન્મ થયેલ નહિ, જ્યારે લોકોને બહુ લખતાં વાંચતાં આવડતું નહિ ત્યારે ઉદ્ભવેલ હતી. અને આ કવિતાઓ હજારો વર્ષ થયાં છતાં જ્યારે છાપવાની કળા પણ જાણવામાં નહી ત્યારથી સચવાઇ રહેલી છે. આપણા લોકો પણ જો કુદરત તરફ લક્ષ આપશે તો કાવ્યરસ તેમનામાં આપોઆપ પેદા થશે. કુદરત તરફ ધ્યાન આપવાથી તેમને પોતાની આજુ બાજુ એક જાતનો કાવ્ય-રસ ભરેલો જણાશે. અને તેમના વિચારો પણ હાલ જે નિરસ અને ઉજડ છે તે શાંત અને સુખમય થશે. વળી ઉપરનાં જે કાવ્યોના વિશે કહેવામાં આવ્યું છે તે સર્વોત્તમ માણસથી થઇ શકે તેવાં નથી. કારણ જ્યારે તે લખાયાં ત્યારે પણ માણસ જાત કેટલેક

અંશે કુદરતથી વિમુખ થઇ ગયેલ હતી. ખોરાકની બાબતમાં તેઓ ન્યૂનાધિક અંશે કુદરતથી પ્રતિકૂળ વર્તન કરતાં હતાં.

હું તો સર્વ કરતાં શ્રેષ્ઠ કાવ્યરસથી ભરેલા ધર્મગ્રંથો જેવા કે ઉપનિષદ, ભગવદ્‌ગીતા, બાઇબલ અને તેમાં પણ ન્યુટેસ્ટામેન્ટ તરફ તમારૂં ધ્યાન ખેચું છું. તે કાર્ય ઉશ્કેરાયલાં મગજનું પરિણામ નથી. અને તેથી આપણા આત્માને આમ તેમ ઉશ્કેરણી થતી નથી, પરંતુ શાંતિ અને આરામ મળે છે. પરંતુ હાલમાં માણસો ભૂલા પડેલા જેવા છે, તેમને ઉપર લખેલા ધર્મગ્રંથોમાં સમજ પડતી નથી અને તેની ખરી શાંતિ તેમને મળતી નથી.

પ્યારા પાઠક, મને આશા છે કે ઉપર કહેલા ધર્મગ્રંથોમાં છુપાયેલો પવિત્ર દૈવી જ્ઞાન પ્રવાહ તમારે માટે હું ખુલ્લો કરી શકીશ કે જેથી તમે બાળકની માફક તેમને શ્રદ્ધાથી માનતા અને પરમેશ્વરની પ્રાર્થના કરતા થશો અને તમને ખાત્રીથી તમારા શરીરની પૂર્ણ તંદુરસ્તી, તમારૂં પવિત્ર બચપણ, તમારા યુવાની, સુખ અને પૃથ્વીના આનંદો મળશેઃ મારા આ પુસ્તકમાં ઘણા વિચારો અને ઘણી બાબતો કહેવામાં આવી છે કે જે શરીરની આરોગ્યતાની બાબતમાં બીજી ચોપડીઓમાં જોવામાં આવતી નથી. પરંતુ મને લાગે છે કે દુઃખ અને તંગીની પાઠશાળામાં મેં ઘણું જ્ઞાન મેળવ્યું છે. ઘણાં દરદો અને ખાસ કરીને જ્ઞાનતંતુનાં દરદોને સારા કરવાની બાબતમાં માનસિક અને દૈવી બાબતમાં ઘણી કુદરત વિરૂદ્ધની માન્યતાઓ છે તે વિશે હજી આપણે લક્ષ આપતા નથી. જો આપણે આપણા આત્મા અને મનને ખરે રસ્તે દોરીએ અને આપણાં ત્રિવિધ દુઃખોને શમાવનાર સર્વોત્કૃષ્ટ વૈદ્યવર (ઇશ્વર)ને ઓળખતાં શીખીએ તો એવું કયું દુઃખ કે દરદ છે કે જે તે દુર કરી શકે નહિ?

## પૂર્ણાહુતિ.

મારા પુસ્તકની ચોથી આવૃત્તિમાં મેં સુધારો વધારો કરવા માંડયો ત્યારે મારો વિચાર મન અને આત્મા તથા અધ્યાત્મિક બાબતો ઉપર વિશેષ લખવાનો હતો. પરંતુ આ બાબતમાં હવે મને લાગે છે કે મારે એ ભાગ છપાવવા પડશે. તેમાં બીજા ભાગમાં ઉપરની હકીકત વિશે વિવેચન થશે. આ પહેલા ભાગમાં ઘણી હકીકત પ્રથમની આવૃત્તિમાં હતી તેજ છે. પરંતુ તેમના ઉપર પણ નવું અજવાળું નાખવામાં આવ્યું છે. જો માણસે તંદુરસ્ત અને સારા થવું હોય તો શરીર અને મનને જુદાં પાડી શકાય નહિ. પહેલો ભાગ ફક્ત શરીરની કુદરતી સંભાળ લેવા વિશે છે—બીજા ભાગમાં આત્માના વિકાસ વિશે લખવામાં આવશે, અને તેમાં શારીરિક બાબતોનો સમાસ ખાસ અનુસરતોજ કરવામાં આવશે.

તે ભાગમાં આધ્યાત્મિક જીવન વિશે વધારે કહીશ અને તેમાં ઘણું નવું છે. પરંતુ આપણે જે ખાઇએ છીએ તે આપણના શરીરને પોષતુ નથી પણ જે પાચન કરીએ છીએ તેજ આપણને પુષ્ટિ આપે છે; તો માનસિક ખોરાકનું પણ તેમજ સમજવું. તેથી પહેલા ભાગને વાંચી તે પ્રમાણે વર્તન કરી તે ભાગને બરાબર સમજવો જોઇએ. એટલે એ ભાગની જરૂર છે, અને કેટલીક બાબતોનો ઇસારો પહેલા ભાગમાં છે, તે વિસ્તારથી બીજા ભાગમાં કહેવાશે. અને તે પણ બનશે તેટલી સરળ ભાષામાં કે જેથી “ Word of God ” દૈવી સંદેશો કે શ્રુતિઓમાં સમાયલું અધ્યાત્મ જ્ઞાન સમજવું સહેલું થાય, અને ઘણા લોકોની નિરાશા અને ઉદાસીનતા, તથા અજ્ઞાન નાશ પામે અને ખરી પવિત્રતા તથા પ્રભુતા પ્રાપ્ત થાય.

શરીરની સંભાળ અને સારવારની કુદરતી રીત એજ ખરાં સુખ અને મોક્ષની શરૂઆત છે, અને તે સિવાય આત્માનો મોક્ષ મેળવવાની બીજી બધી બાબતો માત્ર ફાંફાં છે: વળી મન અને આધ્યાત્મિક શક્તિ પણ કુદરત સાથે નિકટનો સંબંધ ધરાવે છે. તેટલા માટે જીવન અને સારવારની કુદરતી રીતિઓથી વાકેફ થવું એ સૌથી સારો રસ્તો છે, અને તે શીખવોજ જોઇએ. આ બાબતમાં કુદરત અને પરમેશ્વર બહુ માયાળુ છે. એકી વખતે બહુ તકલીફ તે આપતાં નથી. બધા કુદરત વિરૂદ્ધ રિવાજો, ટેવો, અને વિચારો, તથા ઉંડાં મૂળ ઘાલેલી ભૂલો એકદમ મુકી શકાતાં નથી, પરંતુ તે દુર કરવાની શરૂઆત તો કરવી જોઇએ.

પ્રથમ તો આપણે દરદની સારવારમાં જેટલી કુદરત વિરૂદ્ધની બાબતો—(દવા, રસી, શસ્ત્ર ક્રિયા વડે કાપકુપ વગેરે) ને પડતી મેલવી જોઇએ, અને આપણું ધ્યાન કુદરતી રીતે આરામ આપનાર સાધનો જેવાં કે, પાણી, હવા, પ્રકાશ, પૃથ્વી અને ખોરાક વગેરે તરફ આપવું જોઇએ. દરેક માણસ કેવી રીતે આ બાબતમાં કુદરત તરફ ધીમે ધીમે જઇ શકે તે બાબત ઘણું વર્ણન કરવામાં આવ્યું છે. ખરેખર, જલદી કુદરત તરફ જવાથી પોતાના શારીરિક માનસિક પ્રાપ્ત આરોગ્યમાં અને ભવિષ્યમાં થનાર રોગો વખતે તેટલોજ વધારે લાભ થશે.

કુદરત તરફ જવાથી આત્માને પણ ખરા સુખ અને મોક્ષનો માર્ગ મળે છે અને કુદરત દેવીને માર્ગે ચાલનાર કુદરતના કર્તા કે અધિષ્ઠાતા પરમાત્માને પણ અનાયાસે જઇ મળે છે. “On the way to nature man also finds God.” વળી આવી રીતે મળતાં સુખ અને મોક્ષની અસર શરીર ઉપર પણ સારી થાય છે.

પરમેશ્વરમાં પૂર્ણ વિશ્વાસ, પ્રાર્થના, ઇમાન, આશા અને પ્રેમ તથા બીજા સદ્‌ગુણોનો બધાંનો પાયો કૂદરતી જીવનમાં છે. આ સર્વ શક્તિઓ અને ગુણો જે આપણામાં પેદા થાય છે તે સર્વ આપણા શરીર ઉપર અસર કરે છે. માણસ જાતે પોતાના ઉચ્ચ સંસ્કાર પામેલા આત્માના પ્રતાપેજ આ દુનીયામાં સર્વોત્તમ પદવી પ્રાપ્ત કરેલી છે; એટલે જો કુદરતી પાયો નાંખવામાં આવે તો શરીર સારૂં કરવા માટે આત્મા શક્તિવાન થશે, અને સ્વર્ગનાં સુખો આ પૃથ્વી ઉપર જ આપણને મળશે. અને જે પ્રમાણમાં આપણે મહાન દૈવી ઐક્યના નિયમ મુજબ શરીર તથા આત્માનો યોગ સાધીશું તે પ્રમાણમાં વધારે આનંદ ભોગવીશું. અને જે પ્રમાણમાં આપણે આ પૃથ્વી ઉપર ઐક્ય પામીશું તે પ્રમાણમાં સ્વર્ગમાં પણ પામીશું. ટુંકામાં કુદરત વિરૂદ્ધનુ જીવન આત્માના મોક્ષને પણ ઘણું બાધક અને નુકશાનકારક છે.

આ પહેલા ભાગને એક ભોમીયા તરીકે ગણી બીજા ભાગમાંની હકીકતનું મનન કર્યા સિવાય પૂર્ણ વિકાસ અને સુખ મળી શકશે નહિં.

આ પહેલા ભાગથી ઘણાં હ્રદયો કે મન સર્વોત્તમ સુખ મેળવવાને તૈયાર થાય એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. પરમેશ્વર તે પુરી પાડે એજ મારી અંતિમ અને મહદ ઇચ્છા છે.



# નવજીવનાલય અને વિજળીનું દવાખાનું.

**માલીક અને મેનેજરઃ-ડૉકટર મહાદેવપ્રસાદ, ઇ. એમ. ઇ.,**
એન. ડી., એમ. એન. એસ. એ. ( ન્યુયૉર્ક )
ઠેકાણુંઃ-ભદ્રપાસે મોટી તાર ઑફીસ સામે, **અમદાવાદ.**

"**રીટર્ન ટુ નેચર**" એટલે "**નૈસર્ગિક જીવનપ્રતિ પુનરાગમન**" નામના ઉત્તમ માર્ગદર્શક ગ્રંથના કર્તા ડૉ. **એડૉલ્ફ** જસ્ટ સાહેબે "**જંગર્બ્રૉર્ન**" નામનું આરોગ્યમંદિર લાખો રૂપીઆના ખર્ચે ખોલેલું છે જ્યાં તેમના પુસ્તકમાં વર્ણવેલી રીતેજ બરાબર ઉપચાર કરવામાં આવે છે. તેજ પદ્ધતિ ઉપર ડૉ. જસ્ટનું અનુકરણ કરીને અમેરિકામાં **બટલર** ગામે એક ગંજાવર આરોગ્યમંદિર ડૉ. **બેનેડિકટ લસ્ટ** સાહેબે ખોલેલું છે અને તેનું ઇંગ્રેજી ભાવાર્થવાળું નામ "**યંગર્બ્રૉર્ન**" રાખવામાં આવેલું છે. તેવાજ પ્રકારના ઉદ્દેશોથી પ્રેરાઇને, પરંતુ ધનના મોટા ભંડોળના અભાવ તથા આ બાબતના પ્રજાના અજ્ઞાનને ધ્યાનમાં લેઇ શક્તિ અનુસાર નાના પાયા ઉપર એક આરોગ્યમંદિર હિંદુસ્થાનમાં પણ સન ૧૯૧૧ ના જાન્યુઆરી માસની ૧ લી તારીખથી સ્થાપવામાં આવ્યું છે, અને ડૉ. જસ્ટની આદ્ય મૂળ સંસ્થાના નામનો ભાવાર્થ ગુર્જરગિરામાં દર્શાવી આ સંસ્થાનું નામ "**નવજીવનાલય**" રાખવામાં આવ્યું છે, અને ત્યાં દવાઓ અને અન્ય ઉપાયોના કડવો અનુભવ લેઇ થાકેલા તથા સાજા થઇ જીવતા રહેવાની સર્વ આશા છોડી બેઠેલા, તથા પોતાનું જીવનબળ ગુમાવી બેઠેલાઓને "નવ" એટલે નવું "જીવન" પ્રાપ્ત કરાવી આપવામાં આવે છે. આ સંસ્થા કે આરોગ્યમંદિર વિષે ગુજરાતનું સારામાં સારૂં અને પ્રસિદ્ધિમાં પ્રસિદ્ધ અઠવાડીક પત્ર જે મુંબઇમાં પ્રકટ થાય છે તે "**ગુજરાતી**" પોતાના તા. ૩૧ મી ઑગસ્ટ સને ૧૯૧૩ ના અંકમાં નિષ્પક્ષપાતપણે નીચે પ્રમાણે લખે છેઃ—

"પ્રાચીન સમયમાં નિઃસ્વાર્થી ધર્મોપદેષ્ટાઓ, અને વેદવિજ્ઞ ધન્વંતરિ જેવા વૈદ્યો જગતમાં ભ્રમણ કરી ઉપદેશ અને ઉપચાર દ્વારા વિના મૂલ્યે આત્મા, મન અને તન પરનો મળ દૂર કરી સંસારિક જનોને શાંતિ આપતા હતા; ત્યારે આ ભારત દેશ સર્વ વાતે સુખી હતો. આજે ભારત સંતાનોની શારીરિક પરિસ્થિતિ બિલકુલ નષ્ટપ્રાય થઇ છે. દેશમાં સહસ્રાવધિ દરદો ડાક્ટર પેઠે એકાએક જન્મી પ્રજાને હેરાન કરી રહ્યાં છે, તેના સામે કટિબદ્ધ થઇને ગામે ગામ, મહોલ્લે મહોલ્લે અને ઘેરઘેર ડૉક્ટરો, વૈદ્યો અને હકીમો મોરચો બાંધી યુદ્ધ કરી રહ્યા છે પણ સાંભળીએ છીએ કે રોગોનું સૈન્ય પાછું ન હઠતાં ઉલટું વધે છે. ડૉક્ટરો તેનો વધ કરવા અનેક નવાં નવાં વસ્ત્રારૂપ ઔષધો તૈયાર કરે છે. પ્રત્યેક ભારતીનું ઘર બાટલીઓથી એક દવાશાળા જેવું બની ગયું છે. લોકો દવા પી પીને કંટાળી ગયા છે, જાણે કે દરેકના વીર્યનો નાશ થઇ ગયો હોય અને પ્રત્યેક મનુષ્ય નપુંસક બની ગયો હોય તેમ અનેક પ્રકારનાં ષંઢત્વારીભૃત, અનંગવિલાસ યાકુતી ઇત્યાદિ દવાઓ અતિશય તૈયાર થાય છે અને તેની જાહેરાતો ઠામ ઠામ અનેક પત્રોમાં પણ ડોળે ચઢે છે. પણ કોઇ વિચાર કરતું નથી કે લાખો રૂપિઆ આ દેશના એ દલાલ દાક્તરો વિલાયત મોકલાવે છે, છતાં દેશનો દેહ કેમ પાયમાલ, નિર્માલ્ય બને છે; એનું ખરેખરૂં કારણ મને વીશનગરથી નીકળતા "ધન્વંતરી" નામે માસિકે તેના ત્રણ વર્ષના વાચનથી પ્રત્યક્ષ કરાવ્યું છે. લોકોને વૈદ્યો કે ડાકટરો રોગ પુછી ઝટ નિકાલ પતે તેમ ગોળી કે દવાનો ડોઝ પાઇ દે છે પણ કોઇ તે રોગ થવાનું કારણ અને તેને દૂર થવાનું કારણ શોધતું નથી ને આહાર, વિહારમાં નિયમિત થવા ઉપદેશ આપતું નથી. ધન્વંતરીના લેખક ડૉક્ટર મહાદેવ

પ્રસાદે અમેરિકાની નૈસર્ગિક પદ્ધતિથી ઉપચાર કરવાનું એટલે વારિ, વાયુ, વ્યાયામ, વહ્નિ, વિદ્યુત્ અને વરાળ દ્વારા શરીરના તમામ મળ ફેફસાં, ચામડીનાં છિદ્રો, ગુદા અને ઉપસ્થની ગટરો દ્વારા દૂર કરવાનું શિખી અમદાવાદમાં કાંકરીઆ તળાવ પર ખુલ્લા પવન અને પ્રકાશ- માં "નવજીવનાલય" નામે ઉપચાર ગૃહ ખોલ્યું છે. તેમનો સિદ્ધાંત આપણા આયુર્વેદને અનુ- સરે છે કે સર્વે રોગનું મૂળ એકજ વિજાતીય દ્રવ્ય ( Foreign Matter ) એટલે આમ-મળનું એકઠું થવું છે. તેને સ્થાન પરત્વે રોગનાં જુદાં જુદાં નામ અપાય છે, ને તે સઘળાનો ઇલાજ પણ નૈસિર્ગિક હોઇ સહજ અને સહેલ છે. તેઓ ઔષધ-દવાના ડોઝ એ વિષના પ્યાલા છે, એમ સિદ્ધ કરે છે. મને એ નવજીવનાલયનો અનુભવ થયો છે તેથી મને પણ હવે નિશ્ચય થયો છે કે દવાઓ, ડાકટરો અને વૈદ્યોથી થાકેલાઓ માટે એ સંસ્થા એક અમૂલ્ય આશિર્વાદ છે. વળી તેમના પ્રયોગો એવા સાદા અને ઘરગતુ છે કે ગરીબમાં ગરીબ માણસ પણ કોઇપણ વખતે એક કોડીપણ ખરચ્યા વિના પોતે ઉપચાર કરી શકે છે. ખરૂં તો એ છે કે "ધન્વંતરિ"ની સલાહ પ્રમાણે વર્તનાર કદી રોગી થાય એવો સંભવ લાગતો નથી. ત્રણ દૃષ્ટાંતો મારી નજર આગળ બન્યાં છે. એ સંસ્થામાં આપણા વેદ મંત્રના કથનાનુસાર ઉપચારો થાય છે. અમેરિકામાં ડૉ. કુહને, જસ્ટ, નીપ સ્કૉથ આદિએ ઉપરની પદ્ધતિનો શોધ કર્યો છે ને ત્યાં એવી ઘણી સંસ્થાઓ નીકળી છે. આપણા હિંદમાં તો આ એવી એકજ છે. ભલે તે શોધ અમેરિકનોએ કરી હોય પણ આર્યાવર્તમાં તે અર્વાચીન નથી પણ પ્રાચીન વેદ સમયની છે. ઋષિ મુનિઓનું જીવન તેજ પ્રમાણે ચાલતું હતું ને તેથીજ તેઓ જગતને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવાં પુસ્તકો લખી ગયા છે. યજુર્વેદમાં **विश्वानि देव सवितर्दुरितानि परासुव । यद्भद्रं तन्नआसुव ।** અર્થાત્ હે વિશ્વોત્પાદક સૂર્ય અમારા દુરિત (મલમય) પદાર્થોને દૂર કર ને કલ્યાણમય દ્રવ્યો આપ-એજ મંત્રનો ઉપયોગ ડા. મહાદેવ પ્રસાદ ત્વચાના રોગોમાં સૂર્યસ્નાન કરાવી પ્રત્યક્ષ કરે છે. વળી **इदमापः प्रवहत यत्किंचदुरितंमयि ।** ઋગ્વેદ ૧-૨-૧૨ તથા **आपश्च विश्वभेषजी ।** ઋગ્વેદ ૧-૧૩. એ મંત્રનો ઉપયોગ પાણી કે જેનું સંસ્કૃત નામ **जीवन** છે તેને જીવનરૂપ સર્વે દરદોમાં તેનો ઔષધ પેઠે ઉપયોગ કટિસ્નાન, ઉપસ્થસ્નાન આદિ કરાવી ભયંકર વ્યાધિ મટાડે છે. વળી અથર્વ વેદના કેટલાક ૧૦ મા સૂક્તના મંત્રો પ્રમાણે વિદ્યુત્, અગ્નિ, અને સૂર્યની સહા- યથી તેઓ અનેક દરદોને દૂર કરે છે. આ ઉપચાર અને ઉપદેશનો અમલ દરેક ધર્મનો ચુસ્ત માણસ પણ કરી શકે તેમ છે. દવાઓ શરીરમાં શું કામ કરે છે તેને માટે તેઓ એક દૃષ્ટાંત આપે છે કે જેમ "ઘરમાં સાપે દરમાંથી ડોકુ બહાર કાડ્યું હોય તો ખડખડાટ કરી તેને દરમાં પાછો પેસારી દેવો એ સહેલું કામ છે પણ તેથી ખરી નિર્ભયતા મળતી નથી ને નિત્યની અડચણ દૂર થતી નથી. રોગરૂપી સાપને ઉપચારરૂપી સાણસાવડે શરીરરૂપી દરમાંથી બહાર ખેંચી કાઢી ફરીથી પાછો ન આવે તેટલે દૂર ફેંકી આવવો, એ કામ વધારે કઠીન ને કડાકુટ ભરેલું છતાં પસંદ કરવા યોગ્ય છે. દવાઓ વ્યાધિને થોડો યા વધારે વાર શરીરની અંદર દબાવી દે છે પણ એમ દબાવેલાં દરદો ફરી ફરીને તેજ કે કોઇ બીજા રૂપમાં કે નામમાં બહાર નીકળી આવી દરદીને વધારે ને વધારે સતાવ્યા કરે છે. તે ઉપરાંત ખાવા, પીવા, ચોપડવામાં આવતી દવાઓથી, ઝેરી ઔષધોથી-નવા રોગો 'Drug Diseases' ઉત્પન્ન થઇ પડતાપર પાટુ લગાવે છે. એ સ્પષ્ટ બતાવે છે કે આરોગ્ય પ્રાપ્ત્યર્થે આપણે ઉલ- ટીજ દિશામાં અથડાયા છીએ, અને આવો કડવો અનુભવ યુરોપ અમેરિકાના પ્રસિદ્ધ વિદ્વા- નોને મળ્યો છે ને તેથી ત્યાં ચતુર્દિક "દવાઓનો દાટ વાળો" અને કુદરત તરફ પાછા વળો" ("Stop Drugs" and "Return to Nature") ના પોકારો પડી રહ્યા છે."

માટે ધન, ધર્મ અને જીંદગીનો બચાવ કરવા માટે પ્રજાએ જરાક આ સંસ્થાની ઝાંખી કરવી જોઇએ. એ સંસ્થામાં ધર્મભ્રષ્ટ કરનાર, દેશી કે વિદેશી કોઇ પણ ખાટી, ખારી, તીખી, તુરી, કડવી કે વાસવાળી દવા પીવા, ખાવા, ચોળવા, ચાટવા કે સુંઘવા માટે દરદીને આપતા નથી છતાં આહારમાં પરિવર્તન અને નૈસર્ગિક રોગોપચાર કરવાથી અજબ રીતે અસાધ્ય દરદોમાંથી દરદીઓ મુક્ત થયાનો અનુભવ છે. જે પદ્ધતિએ રોગ મટાડવામાં આવે છે, તે જો કે અસાધારણ છે છતાં આપણા આર્યપૂર્વજોના વખતમાં પ્રચલિત, પણ પાછળથી ભૂલાઇ જઇને હાલમાંજ પુનરુદ્ધાર પામેલી એ કુદરતી ઉપચાર પદ્ધતિ છે. એ વિષે એક જનહિતાર્થે લેખ લખનાર વિશેષ લંબાણ ન કરી શકે, પણ ત્યાં પુછવાથી ખુલાસો થાય તેમ છે—પછી ભલે "ધન્વંતરિ" માસિકના કથન મુજબ લોકો નિસર્ગની નજીક જ્યારે જશે ત્યારે અનેક આધિ-વ્યાધિ ને ઉપાધિમાંથી મુક્ત થશે, તથાસ્તુ."

**સૂચના:** જુના સંગ્રહણી, મુંબઇ વગેરે દેશાવરનાં પાણી લાગવાના રોગ, ક્ષય, લકવો, પક્ષાઘાત કે અર્ધાંગવાયુ, સંધીવાત, અને સર્વે પ્રકારના વાયુના વ્યાધિઓ, રાંઝણ, ઝાંમરવા, મગજ તથા જ્ઞાનતંતુના રોગો, ધાતુક્ષય, ગર્ભાશયના રોગો, તથા સ્ત્રી પુરૂષોના બીજા ગુપ્ત ગણાતા વ્યાધિઓ, હિસ્ટીરિયા કે ભુતવાયુ, મૃગી વાયુ, અપસ્માર, તાણ, મંદાગ્નિ વગેરે વગેરે પીડાઓ ગમે તેવી જીર્ણ કે અસાધ્યજેવી હોવા છતાં આ નવીન ઉપાયોથી મટાડવામાં આવેછે. અનેક વજનદાર સર્ટિફિકેટો પણ મળેલાં છે. વધારે માહીતી માટે અર્ધા આનાની ટીકીટ મોકલવી.

## ખાસ વાંચવા લાયક પુસ્તકો.

| | રૂ. આ. પા. |
|---|---|
| "**બીલ્ઝ**" નેચરોપથી વિષેનો સર્વોત્તમ ૨૦૭૫ પૃષ્ઠનો ૭૧૫ ચિત્રોવાળો મહાન **ઇંગ્રેજી** ગ્રંથ જેમાં દરેક રોગ શી રીતે મટાડવો તે વિગતવાર વર્ણવ્યું છે, અને આરોગ્ય સંબંધી પણ સર્વોત્કૃષ્ટ લખાણછે. બે વૉલ્યુમોની કીંમત, | ૨૬–૦–૦ |
| "**રિટર્ન ટુ નેચર**" કુદરતને અનુસરતું ઋષિજીવન હાલમાં શી રીતે ગાળી શકાય અને સ્વર્ગનું સુખ પૃથ્વી પર ભોગવાય. તે જાતિ અનુભવથી વર્ણવનાર ઇંગ્રેજી પુસ્તક. | ૩–૪–૦ |
| **અનંત જીવન શી રીતે પ્રાપ્ત કરવું ?** કર્તા "**ધન્વતરિ**"**ના તંત્રી** દીર્ઘાયુષી અને નીરોગ તથા બળવાન બનવાનો માર્ગ બતાવનાર અપૂર્વ ગ્રંથ. | ૧–૦–૦ |
| **શ્રી દૈવી અદ્દભુત ચમત્કાર,** હિપ્નોટિઝમ; મેસ્મેરિઝમ, પ્રેતાવાહન મંત્રશાસ્ત્ર વગેરે સંબંધીનો અનુભવી ગ્રંથ, ... ... ... | ૧–૦–૦ |
| **ક્ષયરોગ,** કારણો, લક્ષણો અને ઘેર બને તેવા ઉપાયો. લેખક ડૉ. **મહાદેવપ્રસાદ,** બી. એમ. ઇ., એન. ડી. (ન્યુયૉર્ક) ... ... ... | ૦–૪–૦ |
| **વનસ્પતિ આહારના ફાયદા** (ઇંગ્રેજી) કર્તા. ડૉ. **મહાદેવપ્રસાદ.** ... | ૦–૨–૦ |
| **હું રોગી છું કે નીરોગી ?** ( કુહનેના પુસ્તકનો અનુવાદ ) ... | ૦–૪–૦ |
| **ક્રોમોપથી કે રંગરસાયન વિદ્યા.** ... ... ... | ૦–૪–૦ |
| **આયુર્વેદમેં બુદ્ધિવર્ધક પ્રયોગ (હિંદી)** ... ... ... | ૦–૪–૦ |
| **આરોગ્ય સાચવવાના ઉપાયો,** ઇનામી નિબંધ, લેખક ડૉ. **મહાદેવપ્રસાદ....** | ૦–૧–૦ |
| **તમાકુનું દુર્વ્યસન,** બીજી આવૃત્તિ. લેખક ડૉ. મહાદેવપ્રસાદ. ... | ૦–૧–૦ |
| "ધન્વંતરિ" વૈદકનું માસિક સન ૧૯૦૮ થી પ્રકટ થાય છે. ૧ વરસનું લવાજમ. | ૨–૦–૦ |
| "**નવીન ઉપચાર શાસ્ત્ર અને વ્યાધિના એકત્વનો સિદ્ધાંત**" ભા. ૧ (કુહનેના પ્રખ્યાત પુસ્તકનો અનુવાદ કર્તા ડૉ **મહાદેવપ્રસાદ.** ... ... | ૧–૦–૦ |

**સૂચના**—ઉપરના સર્વે પુસ્તકનું ટપાલ ખર્ચ જુદું. મળવાનું ઠેકાણું;—

**"નવજીવનાલય"—અમદાવાદ.**

